# નમસ્કાર - મંત્રસિદ્ધિ




લેખક :

વિદ્યાભૂષણ શતાવધાની

**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**





સંશોધકો :

પ. પૂ. આ. શ્રી વિજયધર્મધુરંધરસૂરિજી મ.

પ. પૂ. આ. શ્રી કીર્તિચંદ્રસૂરિજી મ.




પ્રસ્તાવના-લેખક :

પ. પૂ. મુનિરાજ શ્રી યશોવિજયજી મ.



આ આવૃત્તિના પ્રેરક :

પ. પૂ. મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજી મ૦

પ્રકાશક :
નરેન્દ્રકુમાર ધીરજલાલ શાહ
વ્યવસ્થાપક :
જૈન સાહિત્ય - પ્રકાશન - મંદિર
લધાભાઈ ગુણપત બીલ્ડીંગ
ચીંચબંદર, મુંબઈ-૯



આવૃત્તિ બીજી
વિ. સં. ૨૦૨૪ સને ૧૯૬૮

મૂલ્ય રૂપિયા છ



મુદ્રક :
કાન્તિલાલ સોમાલાલ શાહ
સાધના પ્રિન્ટરી
ઘીકાંટા રોડ, અમદાવાદ,

# પ્રકાશકીય

આજથી લગભગ નવ વર્ષ ઉપર જૈન સાહિત્ય–પ્રકાશન–મંદિર દ્વારા જૈન તત્ત્વજ્ઞાન તથા આચારને લગતું સાહિત્ય લોકભોગ્ય શૈલીમાં સુંદર સ્વરૂપે બહાર પાડવાની શરૂઆત કરી, તેનો જનતા તરફથી સુંદર સત્કાર થયો અને આગેવાન વર્ગે પણ સારો ટેકો આપ્યો. તેથી અમારો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો અને આજ સુધીમાં નાનાં–મોટાં ૪૭ પ્રકાશનો કરી શક્યાં. પ્રસ્તુત પ્રકાશન તેમાં એકનો ઉમેરો કરે છે.

સં. ૨૦૨૦ની સાલમા અમે '**જિનોપાસના**' નામનો સચિત્ર ગ્રંથ પ્રકટ કર્યો હતો. તે મૂર્તિપૂજાને લગતા મંતવ્યો વ્યવસ્થિત રીતે રજૂ કરવામાં સફળ નીવડ્યો હતો. આજે તેની તમામ પ્રતિઓ લગભગ ખલાસ થઈ ગઈ છે

ત્યારબાદ જીવવિચારપ્રકરણની વૃત્તિરૂપે લખાયેલ '**જીવવિચાર પ્રકાશિકા યાને જૈન ધર્મનું પ્રાણીવિજ્ઞાન**' નામનો સચિત્ર ગ્રંથ બહાર પાડવામાં આવ્યો. અને તે પછી નવતત્ત્વપ્રકરણની વૃત્તિરૂપે લખાયેલ '**નવતત્ત્વ દીપિકા યાને જૈન ધર્મનું અદ્‌ભુત તત્ત્વ-જ્ઞાન**' નામનો ગ્રંથ બહાર પાડવામા આવ્યો. આ બન્ને ગ્રંથો જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સારી રીતે તૃપ્ત કરવા ઉપરાંત પાઠશાળાના વિદ્યાર્થીઓ તથા નૂતન દીક્ષિતોને અભ્યાસ કરવા માટે અતિ ઉપયોગી નીવડ્યા અને તે માટે ઉત્સાહપ્રેરક અનેક અભિપ્રાયો પ્રાપ્ત થયા. આ બંને ગ્રંથોની નકલો લગભગ ખલાસ થઈ જવા આવી છે.

ત્યારબાદ મિત્રો તથા સાહિત્યરસિક સજ્જનો સાથે વિશેષ વિચારણા થતાં નમસ્કારવિષયક એક વિશિષ્ટ કોટિનો ગ્રંથ બહાર પાડવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તે અનુસાર વિદ્યાભૂષણ શતાવધાની પંડિત **શ્રી ધીરજલાલ શાહે** એ ગ્રંથરચનાનું કાર્ય હાથ ધર્યું. તેમણે વર્ષોથી આ વિષયનું વાંચન–મનન કરેલું, કેટલાક ઉચ્ચ કોટિના વિદ્વાનો સાથે સંપર્ક સાધેલો, તેનુ સાહિત્ય મેળવવા

માટે ભારતના જુદા જુદા ભાગોમાં પ્રવાસ ખેડેલો તથા તેની સાધનામાં અતિ આનંદ અનુભવેલો, એટલે આ કાર્ય વ્યવસ્થિત રીતે આગળ વધ્યું અને નિયત સમયમાં તેની રચના પૂર્ણ થઈ.

ત્યારબાદ પ. પૂ. આચાર્ય શ્રીમદ્ **વિજયધર્મધુરંધરસૂરિજી મહારાજ** તથા પ. પૂ. આચાર્યશ્રીમદ્ **કીર્તિચંદ્રસૂરિજી મહારાજને** આ ગ્રંથનું સંશોધન કરી આપવાની વિનતિ કરતા તેઓશ્રીએ તેનો સ્વીકાર કર્યો અને ખૂબ કાળજીપૂર્વક સંશોધન કરી આપ્યું, તે માટે અમે આ બને આચાર્યવરોનો ખાસ આભાર માનીએ છીએ.

જિનશાસનમાં નમસ્કારમંત્રની મહત્તા શી છે ? તેની સાધના કેવી રીતે કરવી જોઈએ ? તેનાથી કેવા પ્રકારની સિદ્ધિઓ થાય ? તથા નમસ્કારમંત્રમાંથી ઉદ્ભવેલા અન્ય મંત્રો પણ જીવનને સફલ બનાવવામાં શો ભાગ ભજવી શકે ? વગેરે અનેક બાબતો આ ગ્રંથમાં પ્રમાણપૂર્વક જણાવેલી છે, તેથી તે સહુને એક સરખો ઉપયોગી થશે, એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથની મનનીય પ્રસ્તાવના લખી આપવા માટે અમે સાહિત્ય–કલા–વિશારદ પ. પૂ. મુનિરાજ **શ્રી યશોવિજયજી મહા-રાજના** ઘણા જ ઋણી છીએ. તેઓશ્રીએ પણ અમારી સાહિત્ય–પ્રવૃત્તિને વર્ષોથી એક યા બીજા પ્રકારે ઉત્તેજન આપ્યું છે.

લગભગ બાર માસમાં આ ગ્રંથની તમામ નકલો ખપી જવા પામી, તેમાં જ્યોતિષમહર્ષિ પ. પૂ૦ મુનિરાજ **શ્રી પૂર્ણભદ્રવિજયજી** મહારાજનો ફાળો નોંધપાત્ર છે.

આ બીજી આવૃત્તિ પણ તેમની જ ખાસ પ્રેરણાથી પ્રગટ થઈ રહી છે, તે માટે અમે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

આ ગ્રંથનો જેટલો વધારે પ્રચાર થશે, તેટલો જૈન ધર્મને વેગ મળશે, એ તરફ સહુનું ધ્યાન ખેંચીએ છીએ.

—પ્રકાશક



જૈનરત્ન કવિકુલકિરીટ વ્યાખ્યાન-વાચસ્પતિ

શાસનપ્રભાવક સૂરિદેવ

**શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ**

| | |
|---|---|
| જન્મ વિ. સં. | સ્વર્ગવાસ વિ. સં. |
| ૧૯૪૦, પોષ સુદિ ૧૨ | ૨૦૧૭, શ્રાવણ સુદિ ૬ |

# સમર્પણ

જેમની મધુર કાવ્યરચનાઓએ
હજારો હૈયાંને ભક્તિનો અવિહડ રંગ લગાડયો,
જેમની અમૃતવર્ષાસમ ઉપદેશધારાએ
જૈન તથા જૈનતર પ્રજાને ધર્મનું સાચું સ્વરુપ સમજાવ્યું
તથા
જેમણે નમસ્કારમંત્રનું સતત સ્મરણ કરીને
નિજજીવન કૃતાર્થ કર્યું,
તે
સદ્દગત વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ
પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮
**શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજને**
'**નમસ્કારમંત્રસિદ્ધિ**' ગ્રંથની
આ બીજી આવૃત્તિ, ભક્તિભાવપૂર્વક
સમર્પિત કરીએ છીએ.



વિનીત
**ધીરજલાલ શાહ**

# પ. પૂ. મુનિરાજ
# શ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજની
## જીવનરેખા



સમાજમાં ધર્મનું સ્થાન અનન્ય અને અવિચળ છે. અનેક રાજ્યો જન્મ્યા અને નાશ પામ્યા, અનેક રાજાઓ આવ્યા અને ગયા, પરંતુ ધર્મ પોતાના સ્થાનથી ચલિત થયો નથી. સમાજમાં અનેક શંકાઓ ઉદ્‌ભવે છે કે, અમુક ધર્મપ્રચારક મહારાજ પછી તેમનું સ્થાન કોણ લેશે? પરંતુ સામાન્ય એક જ વાત સમજવા જેવી છે કે, એકાદ ચક્રવર્તી રાજા જાય તો શું રાજ્ય નાશ પામે છે? અને એમ જ એકાદ ધર્માત્મા જાય તો બીજા નહિ આવે? જગતનો ક્રમ છે કે એક જાય તેનું સ્થાન બીજો લે જ છે. એટલે ધર્મને ઉજાળનારા અને તેનો પ્રચાર કરનારા જન્મતા જ હોય છે.

સંવત્ ૧૯૮૪ના ચૈત્ર વદી ૯ નો દિવસ સુરત શહેરના ઓશવાળ જ્ઞાતિના શેઠ ફીકાભાઈને ત્યાં આનંદથી ઉજવાઈ રહ્યો હતો. તેમના પત્ની કલાવતીબહેને એક ભાગ્યશાળી પુત્રને પ્રસવ્યો હતો. મોસાળ પક્ષમાં પણ શેઠ છોટુભાઈને ત્યાં આનંદોત્સવ ઉજવાઈ રહ્યો હતો. પુત્રનું નામ જગદીશકુમાર રાખવામાં આવ્યું. બાળકે શિશુકાળ મોસાળમાં પસાર કર્યો.

પ. પૂ. આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજનું ચાતુર્માસ મુંબઈમાં સંવત્ ૨૦૦૧ અને ૨૦૦૨ માં થયેલું. માત-પિતાના સુસંસ્કાર અને ધાર્મિક વાતાવરણની છાપ જગદીશકુમારના પર સારી

પડી હતી. તે વારંવાર આચાર્યદેવના સંસર્ગમાં આવવા લાગ્યા, અને તેમને અચાનક અંતઃપ્રેરણા થઈ સંસાર તરફનો મોહ ઘટવા લાગ્યો, અનંત સુખની પ્રાપ્તિની ઝંખના થવા લાગી, અને દીક્ષા ગ્રહણ કરવા તરફ મન ઢળ્યું. પરંતુ સંયોગો અને સગાં-વહાલાંના તેમના પ્રત્યેના પ્રેમે તેમની ઈચ્છાને ઢીલમાં મૂકાવી, અને અંતરથી તે વિચારોની દૃઢતા વધતી ચાલી.

સંવત્ ૨૦૦૭માં પૂજ્ય આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. સા. તથા પૂજ્ય આચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરિજી મ. સા. પૂના પાસે ખડકી મુકામે હતા. તે પ્રસંગે શ્રી જગદીશકુમારને ત્યાં જવાનો પ્રસંગ આવ્યો ને પૂજ્ય આચાર્યશ્રીના સમાગમમાં આવ્યા, અને ત્યાં તેમની સાથે વિહારમા ગયા. સંવત્ ૨૦૦૭ના વૈશાખ સુદિ ૩ ને રોજ શિવલાલ ઉગરચંદને ત્યાંથી કરાડમાં દીક્ષાનો વરઘોડો નીકળ્યો અને દીક્ષા ગ્રહણ કરી. તેઓ મુનિ શ્રી કીર્તિવિજયજીના શિષ્ય તરીકે જાહેર થયા અને તેમનું નામ મુનિશ્રી પૂર્ણભદ્રવિજય રાખવામાં આવ્યું.

બાલ્યકાળથી જ મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજીનું મગજ સારું હોવાથી ભણવામા ચિત્ત પરોવ્યું. ભક્તિ, અભ્યાસ, તપ, ત્યાગ ખૂબ કેળવ્યા. શરૂમાં ચાર પ્રકરણનો અભ્યાસ કરી આગળ વધ્યા. ત્રણ ભાષ્ય અર્થસહિત, ચાર કર્મગ્રંથ અર્થથી, બે કર્મગ્રંથ મૂલથી, તત્ત્વાર્થકુલકો, વૈરાગ્યશતક, ઈંદ્રિયપરાજયશતક, બૃહત્ સંગ્રહણી, ક્ષેત્રસમાસ, સિંદૂરપ્રકરણ, આદિ સૂત્રોનો કંઠસ્થ અભ્યાસ કર્યો. બે સંસ્કૃત બુક, નામમાલાકોષ, રઘુવંશકાવ્ય, કિરાત આદિ સંસ્કૃત ગ્રંથો, સાર્થ-ન્યાયમા તર્કસંગ્રહ વિગેરેનું પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું. ઉત્તરાધ્યયનસૂત્ર, આચારાંગસૂત્ર, કલ્પસૂત્ર આદિ આગમોનો અભ્યાસ ઉપરાંત ધન્ય ચરિત્ર, પાંડવચરિત્ર, ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્ર, તથા અન્ય નાનાં-મોટાં ચરિત્રોનું વાંચન કર્યું. સંવત્ ૨૦૧૮ના બેંગલોર સીટીના ચોમાસામાં ઉત્તરાધ્યયનસૂત્રના યોગ વહ્યા. સંવત્ ૨૦૦૯નું ચાતુર્માસ

મદ્રાસમાં થયું, ત્યાં વર્ધમાન તપનો પાયો નાખ્યો અને છઠ્ઠી તથા સાતમી ઓળી થઈ. સંવત્ ૨૦૧૦ ના બેંગલોર કેમ્પના ચાતુર્માસમાં અઠ્ઠાઈ તપની આરાધના અને આઠમી તથા નવમી ઓળી થઈ. તે બાદ સંવત્ ૨૦૧૧ નું ચાતુર્માસ નીપાણીમાં થયું, ત્યાં માસખમણ અને દસમી તથા અગીયારમી ઓળી થઈ. અચાનક તેમને સમાચાર મળ્યા કે તેમના સંસારપક્ષી દાદીમા વધુ બીમાર છે, તેથી પૂજ્ય આચાર્યશ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મ.ની આજ્ઞા લઈ મુંબઈ તરફ વિહાર કર્યો. વચ્ચે કોલ્હાપુરમાં મુનિ શ્રી લલિતવિજયનો સાથ થયો. તેઓ જ્યારે ખંભાત પહોંચ્યા, ત્યારે ત્યાં પરમ પૂજ્ય વયોવૃદ્ધ શાસનપ્રભાવક આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. તથા પૂજ્ય ઉપા. શ્રી જયંત-વિજયજી મ. પં. શ્રી વિક્રમવિજયજી ગણિ આદિ બિરાજમાન હતા. તેમની નિશ્રામાં સં. ૨૦૧૨ના ચોમાસા દરમિયાન પં. શ્રી વિક્રમવિજયજીની પ્રેરણાથી આચારાંગસૂત્રના યોગ કર્યા. તેમા બત્રીસ ઉપવાસની તપશ્ચર્યા કરી, તે પછી કલ્પસૂત્રના યોગ અને બારમી ઓળી આરાધી. સંવત્ ૨૦૧૩ ના છાણીના ચોમાસામા વર્ધમાન તપની, પાચ વર્ષમાં પંદર ઓળી કરવાનો નિરધાર કર્યો. ઉપરાંત મહાનિશીથસૂત્રના યોગ, નંદિ-અનુયોગદ્વારસૂત્રના યોગ તથા તેરમી ઓળી કરી. બાદ વિહાર કરતા રસ્તામા ચૌદમી ઓળી કરી, બાદ પંદરમી ઓળી અમદાવાદના જ્ઞાનમંદિરમાં કરી. ત્યા પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયલક્ષ્મણ-સૂરીશ્વરજીનો મેળાપ થયો. મુનિ મહારાજ શ્રી કીર્તિવિજયજી મહા-રાજ સાહેબના યોગને માટે જ્ઞાનમંદિરમાથી આચાર્ય શ્રી વિજયલબ્ધિ-સૂરીશ્વરજી મહારાજની આજ્ઞાથી આચાર્યદેવ શ્રી વિજયલક્ષ્મણસૂરી-શ્વરજી મહારાજ પાસે જવાનું થયું. અમદાવાદનુ ચોમાસુ પૂરૂ થયું. સોળ, સત્તર અને અઢારમી ઓળી પણ પૂરી થઈ. બાદ મુંબઈ તરફ વિહાર થયો. રસ્તામાં સુરત મુકામે મુનિ શ્રી પૂર્ણભદ્રવિજયજી દીક્ષા લીધા પછી સુરત પહેલવહેલા પધારતા હોવાથી તેમના સંસારી મામા મંગુભાઈ ઘેલાભાઈ તથા માસી રૂખીબહેન તરફથી સામૈયું થયું.

તેમજ નાણાવટ વડા ચૌટા ઉપાશ્રયમાં પ્રભાવના વિગેરે કરવામાં આવી. ત્યાંથી વિહાર કરી મુંબઈ પધાર્યા અને કોટમાં ચોમાસું કર્યું. ત્યારપછી પારલા ચોમાસું કર્યું અને આગળ ઘાટકોપર તરફ વિહાર કર્યો તથા ત્યા ચોમાસું કર્યું. તે પછી ૨૦૧૮ નું ચોમાસું ભાયખલા કર્યું. આ દરમિયાન ૧૯ થી ૨૪ મી ઓળી કરી. વર્ધમાન તપની ૨૫-૨૬ મી ઓળીમા ૨૧ ઉપવાસ કર્યા. સંઘે તપશ્ચર્યા નિમિત્તે ભવ્ય અટ્ઠાઈ મહોત્સવ કર્યો.

સં. ૨૦૧૯ની સાલમાં પ. પૂ. આચાર્ય શ્રી વિજયલબ્ધિ-સૂરીશ્વરજી મહારાજના અંતેવાસી શિષ્યો પૂ. ઉપાધ્યાય શ્રી જયંત વિજયજી મ. તથા પૃ. પંન્યાસ શ્રી વિક્રમવિજયજી ગણિવર્યની પાસે રહી મુનિશ્રીએ આત્મકલ્યાણની આરાધનામાં ખૂબ પ્રેરણાદાયક એવા આગમોનો અભ્યાસ કર્યો. તે પછી એમની સાથે વાપી પધાર્યા. હવે એમના ગુરુદેવ પ. પૂ. આચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મ. સાહેબનુ ચાતુર્માસ મુંબઈ-લાલબાગ ખાતે નક્કી થયું. આ વખતે મુનિશ્રીનું ચાતુર્માસ મુંબઈ થાય તો સારું એવી ભાવનાથી તેમના સંસારી માતુશ્રીએ વાપી ખાસ વિનંતિપત્ર લખ્યો, એટલે મુનિશ્રી માત્ર ચાર દિવસમાં ૧૦૫ માઈલનો ઉગ્ર વિહાર કરી મુંબઈ પધાર્યા અને પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં રહ્યા.

ત્યારબાદ પૂજ્ય ગુરુદેવનો વિહાર ગુજરાત તરફ થયો અને મુનિશ્રીએ મુંબઈના પરાઓમાં વિચરી ઘણાને ધર્મલાભ આપ્યો તથા તેમના ગુરુભાઈ મુનિશ્રી માણેકવિજયજી મહારાજની તબિયત સારી ન હોવાથી તેમની સેવા કરી.

સં. ૨૦૨૦નું ચાતુર્માસ શ્રી પોરવાલ સંઘ તથા સકલ સંઘની વિનંતિથી દાદર-નાયગામ ખાતે થયું. આ ચાતુર્માસ મુનિશ્રીજીનું પહેલું જ સ્વતંત્ર ચાતુર્માસ હતું અને દાદર નયગામના ઉપાશ્રયમાં પણ સાધુ-મુનિરાજનું પહેલવહેલું જ ચાતુર્માસ હતું. આ ચાતુર્મા-

સમાં લોકોએ વ્યાખ્યાનનો લાભ સારો લીધો હતો, નવાં સ્વપ્નાં -પારણાં એમના ઉપદેશથી થયાં હતાં, તેમજ અનેકવિધ તપશ્ચર્યા થઈ હતી. પ. પૂ. ગુરુદેવ સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિ-સૂરીશ્વરજી મહારાજની સ્વર્ગારોહણ તિથિ શ્રાવણ સુદ ૫ની આવી. આ વખતે પૂજ્યશ્રીના ઉપદેશથી શ્રી જિનેન્દ્રભક્તિ-પંચાન્હિકા-મહોત્સવ ઉજવાયો હતો. શ્રી ચૈત્યપરિપાટી ચાર દિવસની સકલ સંઘ સાથે થઈ હતી. તેમજ પર્યુષણા પર્વની સુંદર આરાધના નિમિત્તે સકલ સંઘ તરફથી અઠ્ઠાઈ મહોત્સવ ઉજવાયો હતો અને જલયાત્રાનો વરઘોડો નીકળ્યો હતો. નવપદજીની ઓળીની આરાધના પણ ઘણી સારી થઈ હતી.

સં. ૨૦૨૧ ની સાલનું ચાતુર્માસ વિલેપારલામાં થતાં ધર્મની પ્રભાવના ઘણી સારી થઈ હતી. પ પૂ. સ્વર્ગસ્થ આચાર્યદેવશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહાજની સ્વર્ગારોહણતિથિ નિમિત્તે પાંચ દિવસનો શ્રી જિનેન્દ્રભક્તિ-મહોત્સવ ઉજવાયો હતો, પર્યુષણ પર્વમાં શ્રી વર્ધમાન આયંબિલ તપની સાધારણની ટીપ ઘણી મોટી થઇ હતી કે જેવી અત્યારસુધીના કોઈ ચાતુર્માસમાં થઈ ન હતી. વિલેપારલાનિવાસી શેઠ છોટુભાઈ રાયચંદ તરફથી ચૈત્યપરિપાટી નીકળી હતી અને ત્રણેય દિવસ સંઘની ભકિત કરવાનો લાભ તેમણે લીધો હતો. સુશ્રાવિકા તપસ્વી બાપુ બહેન ભોગીલાલ ચુનીલાલ ઝવેરીના કુટુંબમા પાંચ અઠ્ઠાઈઓ નિમિત્તે પૂજ્યશ્રીની નિશ્રામાં શ્રી શાન્તિસ્નાત્ર ભણાવાયું હતુ અને તેમના ખાસ ઉપદેશથી સાધર્મિકોના ફંડમાં પણ રૂપિયા દશ હજારની રકમ ભરાઈ હતી.

ત્યારબાદ નવપદજીની ઓળીમાં પણ આરાધનાનો અદ્‌ભુત રંગ જામ્યો હતો અને સુશ્રાવક પન્નાલાલ ઝવેરી તરફથી શ્રી સિદ્ધચક્ર-પૂજન અનેરા ઠાઠથી ભણાવાયું હતુ. દીવાળી પર્વ તથા જ્ઞાનપંચમીની ઉજવણી પણ ઘણી સારી થઈ હતી. એકંદર આ ચાતુર્માસ વીલે-પારલે ખાતે યાદગાર બન્યું હતું.

ત્યારબાદ વીલેપારલે સેનિટરિયમમાંથી ચેમ્બુરનો સંઘ નીકળ્યો હતો અને તેમાં સેંકડો માણસો જોડાયા હતા.

પૂનાથી પ. પૂ. વયોવૃદ્ધ પટાલંકાર આચાર્યદેવશ્રી વિજયભુવન-તિલકસૂરીશ્વરજી મહારાજ તથા પૂ. સાહિત્યાચાર્ય પં. શ્રી ભાસ્કર-વિજયજી ગણિવર્ય આદિ થાણા મુકામે પધારતાં મુનિશ્રી પાર્લા સંઘના કેટલાક ઉત્સાહી ભાઈઓ સાથે થાણા પધાર્યા હતા અને ત્યાં ભવ્ય સ્નાત્રમહોત્સવ ઉજવાયો હતો.

બાદ પૂ. પંન્યાસજી સાથે મુનિશ્રીએ પાર્લામાં ચૈત્રી ઓળીની આરાધના કરાવી હતી. શ્રી સંઘની બીજા ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતી થતાં સં. ૨૦૨૨ નું ચાતુર્માસ વિલેપારલે પૂર્વમાં થયું હતું. પૂ. પંન્યાસશ્રીજીનું ચાતુર્માસ વીલેપારલે પશ્ચિમ સેનેટરિયમમાં થયું હતું. આ વખતે પાર્લાના સંઘમાં નવી ચૂંટણી થઈ હતી. તેના ઉત્સાહી કાર્યકર્તાઓ તથા જુની કમીટીના સભ્યોને સાથે રાખી સાધારણની ટીપ કરતાં તેમા રૂા. ૨૧૦૦૦ ભરાયા હતા. તેમજ દેવદ્રવ્યની આવક પણ ઘણી જ સારી થઈ હતી. ચાતુર્માસ બાદ પારલા પૂર્વ આરોગ્યધામમાં રહેતા શેઠ મૂલચંદજી ભૂરમલજી તરફથી શ્રી સિદ્ધચક્રપૂજન થતાં શ્રાવક—શ્રાવિકાવર્ગમાં ઘણો ઉત્સાહ આવ્યો હતો.

બાદ ખંભાતીનિવાસમાં વસતા ભાઈઓએ પૂ. મુનિશ્રીની પ્રેરણાથી ચૈત્યપરિપાટી યોજી હતી અને તેમાં પારલા પૂર્વ તથા પશ્ચિમના શ્રાવકો સારા પ્રમાણમાં જોડાયા હતા. આ પ્રસંગે પૂજ્યશ્રીને અનેક ગહુંલીઓથી વધાવવામાં આવ્યા હતા. ભાનુબહેન જયંતિભાઈ તરફથી નીલમણિની અદ્‌ભુત ગહુંલી થઈ હતી.

ત્યાથી પૂજ્યશ્રી દાદર પધાર્યા હતા અને પૂ. ગુરુદેવ આચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ ગુજરાત તરફ વિહાર કરતા હોવાથી થોડા દિવસ તેમની સાથે રહ્યા હતા.



દક્ષિણદીપક દક્ષિણદેશોદ્ધારક
જૈનાચાર્ય
**શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ**







કવિકુલતિલક શતાવધાની
જૈનાચાર્ય
**શ્રી કીર્તિચંદ્રસૂરીશ્વરજી મહારાજ**



પ. પૂ. જ્યોતિષમહર્ષિ
મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજ

આ અવસરે દાદર બી. બી માં રહેતા કસબા ભીનમાલના રહીશ શાહ ધુકાજી સુરતાજીના પુત્ર ત્રિલોકચંદજી વૈરાગ્યભાવથી વાસિત થઈ પૂજ્ય શ્રી સાથે રહ્યા હતા. તેમને પ. પૂ. આચાર્યદેવ શ્રી વિજયભુવનતિલકસૂરીશ્વરજીની આજ્ઞાથી માહ વદિ ૧૧ ને દિવસે દીક્ષા આપવામાં આવી અને તેમને પૂજ્યશ્રીના શિષ્ય મુનિશ્રી પદ્મસેન-વિજયજી તરીકે જાહેર કરવામાં આવ્યા. તેમની વડી દીક્ષા પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજીના હસ્તે લાલબાગમાં થઈ.

સં. ૨૦૨૩ નુ ચાતુર્માસ દાદર નાયગામ સંઘના આગેવાનોની વિનંતિથી દાદર નાયગામમાં થયું હતું. તેમાં આરાધના, તપશ્ચર્યા, ચૈત્ય-પરિપાટી, જિનેન્દ્ર-ભક્તિ-પંચાહ્નિકામહોત્સવ વગેરેની ઉજવણી સારી રીતે થઈ હતી. પર્વાધિરાજ પર્યુષણમા દેવદ્રવ્યની આવક ઘણી જોરદાર થઈ હતી ચાતુર્માસપરિવર્તન શેઠ વસનજીભાઈને ત્યાં થતાં પાંચ દિવસની સ્થિરતા થઈ હતી અને તેમા વ્યાખ્યાન-વાણી આદિનો લાભ સારા પ્રમાણમાં લેવાયો હતો. આવનાર સહુની ભક્તિ શેઠ વીસનજીભાઈ તથા તેમના ભાઈ ઠાકરશીભાઈએ કરી હતી.

ત્યાંથી વિહાર કરી સાયન મોતીબાગમાં સુશ્રાવકિા સવિતાબહેનને વર્ધમાન તપની ઓળીનું પારણું કરાવવા પધાર્યા હતા. ત્યાંથી કાર્તિક વદિમાં શ્રી ચંદ્રપ્રભ સ્વામી જૈન દહેરાસર પ્રાર્થના સમાજ પધારતાં પંદર દિવસની સ્થિરતા થઈ હતી. તેમાં કોલાબાના રહીશ શેઠ શિવલાલભાઈ સંકલેચા તરફથી પાંચ દિવસનો શ્રી સિદ્ધચક્રપૂજન મહામહોત્સવ ઉજવાયો હતો.

ત્યારબાદ સાયન-મોતીબાગ પધારતા શ્રી પદ્માબેન છોટુભાઇ ઝવેરી તથા તેમના સુપુત્રો તરફથી શ્રી શાન્તિસ્નાત્ર ભણાવવાનું નક્કી થયું હતું. પાંચ દિવસ સુધી મોતીબાગના રહીશો તરફથી નવગ્રહપૂજન આદિ કાર્યક્રમ ઘણો ધામધૂમથી થયો હતો.

તે પછી ઘાટકોપર શ્રી જીરાવલા પાર્શ્વનાથ જૈન દહેરાસરના

ઉપાશ્રયમાં પધારતાં ઘણા ભાઈબહેનોએ તેમના દર્શન–સમાગમનો લાભ લીધો હતો અને તેમની પાસેથી ધર્મારાધનની અવનવી પ્રેરણાએ મેળવી હતી. આ વખતે કચ્છ આસબિયાના રહીશ શ્રી ખીમજીભાઈ નાનજીભાઈના ધર્મપત્ની વિમલાબહેનની ખાસ ભાવનાથી શ્રી શાન્તિસ્નાત્રમહોત્સવ પૂજ્યશ્રીની નિશ્રામાં ઘણા ઠાઠથી ઉજવાયો હતો.

પૂજ્યશ્રીના સરલ અને મળતાવડા સ્વભાવની છાપ અહીંના શ્રાવક–શ્રાવિકાવર્ગ પર ઘણી ઊંડી પડી હતી અને તેથી રોજ દર્શન–સમાગમ કરવા આવનારની સખ્યા મોટી રહેતી હતી.

ત્યારબાદ ઘાટકોપર કચ્છી સમાજના આગેવાન સુશ્રાવક લાલજીભાઈ પૂનશીભાઈના સુપુત્ર વસનજીભાઈ આદિએ પૂજ્યશ્રીની નિશ્રામાં શ્રી સિદ્ધચક્રપૂજન ઘણા ઠાઠથી ભણાવ્યું હતુ

તે પછી પૂજ્યશ્રીની નિશ્રામાં ધનજી દેવશી રાષ્ટ્રીય શાળાના કંપાઉડમા એક અપૂર્વ જ્ઞાનપ્રદ સમારોહ થયો હતો. તેમાં વિદ્યાભૂષણ ગણિતદિનમણિ સાહિત્યવારિધિ શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહે નમસ્કારમંત્ર પર મનનીય પ્રવચન કર્યું હતું અને ત્યારબાદ નમસ્કાર મત્રના પદોને અનુલક્ષી ગણિતાનુયોગના ૭ ચમત્કારિક પ્રયોગો કરી બતાવતાં હાજર રહેલી વિશાળ જનતા ખૂબ જ પ્રભાવિત થઈ હતી. આ પ્રસગે ઘાટકોપર કચ્છી જૈન શ્વે. મૂ. સંઘના પ્રમુખ શેઠ શ્રી વીસનજીભાઈ ખીમજીએ પંડિતજી કૃત '**નમસ્કારમંત્રસિદ્ધિ**'નું પુસ્તક પૂજ્ય મહારાજશ્રીને વિધિપૂર્વક વહોરાવ્યું હતું અને પંડિતજીને સાલ ઓઢાડી શ્રી સંઘ તરફથી તેમનું બહુમાન કરવામાં આવ્યું હતું. પૂજ્ય મુનિશ્રીએ સહુને નમસ્કારમંત્રની નિયમિત આરાધના કરવા માટે જોરદાર ઉપદેશ આપ્યો હતો

તે પછી શ્રી જીરાવલા પાર્શ્વનાથ જૈન દહેરાસરની સાલગીરી નિમિત્તે પૂજ્યશ્રીની નિશ્રામાં શ્રી જિનેન્દ્રભક્તિ–પંચાહ્નિકા–મહોત્સવ બહુ સુંદર રીતે ઉજવાયો હતો અને કચ્છ સુથરીવાળા ઘાટકોપરના

રહીશ શ્રી નરસિંહભાઈ વસનજી તરફથી શ્રી ઋષિમંડળપૂજન પણ અનેરા ઉત્સાહથી ભણાવાયું હતું.

ત્યારબાદ પાર્લા પધારતાં શ્રી ચંપાબહેન ધરમદાસ વહોરા તથા તેમના સુપુત્ર મહેન્દ્રકુમાર તરફથી પૂજ્યશ્રીની નિશ્રામાં શ્રી સિદ્ધચક્ર મહાપૂજન ભણાવવામાં આવ્યું હતું અને તેમાં આગેવાન વર્ગે સારી સંખ્યામાં ભાગ લીધો હતો.

તે પછી વિલેપારલે પૂર્વમાં શ્રી ચિંતામણિપાર્શ્વનાથ જૈન દહેરાસરમાં ચૈત્ર વદિ ૧ ને દિવસે સુરતનિવાસી તલકચંદ અમરચંદ ઝવેરીના સુપુત્ર શ્રી સૂર્યકાંતભાઈ ઝવેરી તરફથી પૂજ્યશ્રીની નિશ્રામાં શ્રી સિદ્ધચક્રમહાપૂજન ભણાવાયું હતું, અને તેમાં પણ આગેવાનો વગેરેએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

ત્યાંથી બોરીવલી જામલીગલીમાં પધારતાં શતાવધાની પંડિત શ્રી ધીરજલાલભાઈનો નમસ્કારમંત્ર સંબંધી સુંદર કાર્યક્રમ થયો હતો અને તેમાં લોકોની હાજરી ચિકાર રહી હતી. એ વખતે પૂજ્યશ્રીનું પ્રવચન પણ ઘણું પ્રેરણાદાયી થયું હતું. શ્રી સંઘ તરફથી પુષ્પહાર વડે પંડિતજીનું બહુમાન કરવામાં આવ્યું હતું.

ત્યાંથી પૂજ્યશ્રી જુહુ–થિઓસોફિકલ સોસાયટીમાં પધારતાં શ્રી રામજી રવજી લાલનના સુપુત્રો શેઠ રાયચંદભાઈ વગેરેએ પોતાના વિશાળ બંગલામાં પૂજ્યશ્રીને સ્થિરતા કરાવી શ્રી સિદ્ધચક્ર મહાપૂજન કરાવ્યું હતું. તેમજ તેમની નજીકમાં વસતા સુરતનિવાસી શેઠ ખીમચંદ અમરચંદના સુપુત્ર શ્રી અજિતભાઈએ પૂજ્યશ્રીની નિશ્રામાં ઋષિમંડળ પૂજન કરાવી અનેરો આનંદ અનુભવ્યો હતો.

તે પછી પ. પૂ. આચાર્યદેવ શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ અગાસી પધારતાં પૂ. મુનિશ્રી અગાસી સામા ગયા હતા. ચાર વર્ષે પૂ. ગુરુદેવનાં દર્શન થતાં હોઈ હૃદયમાં અનેરો ઉલ્લાસ થયો હતો અને તેમની સાથે રહેવામાં કૃતાર્થતા અનુભવી હતી.

તે પછી બોરીવલી શ્રી સંભવનાથ જૈન સંઘની વિનતિથી સં. ૨૦૨૪નું ચાતુર્માસ જામલીગલી ઉપાશ્રયે થયું છે અને તેમાં આનંદ-મંગલ વર્તાઈ રહેલ છે.

અહીં એ વાતની પણ નોંધ કરવી જોઈએ કે પૂજ્યશ્રીએ જૈન શાસ્ત્રો ઉપરાંત જ્યોતિષનો પણ સારો અભ્યાસ કરેલો છે અને તેમણે વારાણસીના જ્યોતિષ મહાવિદ્યાલયની ખાસ પરીક્ષા પસાર કરતાં તેમને સં. ૨૦૨૨ માં જ્યોતિષમહર્ષિની પદવી આપવામાં આવી છે. જન્મકુંડલી અને ફલાદેશ એ તેમનો ખાસ વિષય છે.

આજે પૂજ્ય મુનિશ્રી મુંબઈ અને પરામાં વિશાળ ભક્તસમુદાય ધરાવે છે અને દિવસે દિવસે તેમની લોકપ્રિયતા વધતી જાય છે. તેઓ ઉત્તમ કોટિના આરાધક પણ છે અને તપ-જપ વડે પોતાનું આત્મતેજ વધારી પૂર્ણભદ્ર નામની સાર્થકતા કરી રહેલ છે.

તેમના દ્વારા જિનશાસનની ઉત્તરોત્તર સુંદર પ્રભાવના થાય, એવી અભિલાષા સાથે આ પરિચય સમાપ્ત કરીએ છીએ.



# વિષયાનુક્રમ

## સાધનાખંડ



## સિદ્ધિખંડ

## નમસ્કાર-સ્વાધ્યાય





॥ સર્વવિઘ્નહરણાય શ્રીલોઢણપાર્શ્વનાથાય નમઃ ॥

# પ્રસ્તાવના

## નવકાર તથા તેનાં નામાન્તરો અંગે વિચારણા

આ પુસ્તકનું નામ 'નમસ્કારમંત્રસિદ્ધિ' આપવામાં આવ્યું છે. આ નામકરણ જે પાઠને ઉદ્દેશીને કરવામાં આવ્યું છે એ પાઠ પ્રાકૃત છે, અને એના કારણે એનું શાસ્ત્રોક્ત નામ [1]नमस्कार કે

---

૧. સિદ્ધહે. શ. –૮, ૧,૬૨ ના નિયમથી પ્રાકૃત ભાષામાં આદિ 'न' નો વિકલ્પે 'ण' થાય છે, તેથી णमोक्कार, णमुक्कार તેનાં વૈકલ્પિક રૂપો છે. નમસ્કાર અર્થમાં ત્રીજુ णमक्कार ( गउड पि. ३. ६. ) એવું રૂપ પણ મલે છે. એ તમામમાંથી રૂપાંતર પામેલું ચોથું नवकार રૂપ પણ મલે છે. જેમ શ્રમણ ભગવાન મહાવીરનું જન્મદત્ત મૂલનામ પ્રસિદ્ધિને ન પામતાં દેવકૃત 'મહાવીર' નામ જગપ્રસિદ્ધ બની ગયું, તેવું જ આ સૂત્રને માટે થયુ છે. આનાં પ્રારંભિક નામો અપ્રચલિત બન્યાં અને 'નવકાર' નામ સર્વત્ર પ્રસિદ્ધિને પામ્યું. આજે આ જ નામ આબાલવૃદ્ધ વર્ગમાં પ્રચલિત છે.

એના અપભ્રંશરૂપે 'નવકાર' માંથી ટૂંકા વહેવારરૂપે લોકોએ 'નોકાર' એવા રૂપને જન્મ આપ્યો. એના ઉપરથી જાપ જપવાની માળાનું નામ પણ 'નોકારવાળી' પડ્યું. ભલે માળા ઉપર બીજા અનેક જાપો જપાતા હોય પણ જૈનોની માળાને 'નોકારવાળી' કે 'નવકારવાળી' જ કહેવાય. એ રીતે આબાલવૃદ્ધમાં આ વ્યવહાર સર્વત્ર પ્રવર્તે છે.

આ ઘટના એક સૂચન કરે છે કે ભલે બીજા જાપો જપો પણ માળાના નામને ચરિતાર્થ કરવા 'નવકારમંત્ર' થોડો પણ ગણજો.

નમોક્કાર છે. સૂત્ર હોવાથી તેની આગળ सुत्तं જોડાતા नमु (मो) कारसुत्तं એવું નામ પ્રસિદ્ધિમાં આવ્યું. એ વખતે 'નમોક્કાર' સૂત્ર તરીકે ઓળખાતો હતો. પાછળથી [२]નમસ્કાર અર્થમાં તેનું પ્રાકૃતરૂપ नवकार થયું. એના ઉચ્ચારણની સરલતાને લીધે આ રૂપ આબાલવૃદ્ધ પર્યન્ત સર્વત્ર પ્રસિદ્ધિ અને પ્રચારને પામ્યું. એ વખતે નવકારની સાથે પણ सुत्त નુ જોડાણ હતું, પરંતુ કલાંતરે सुत्त નું સ્થાન 'मंत' શબ્દે લીધું, એટલે પ્રાકૃતનાં બધાં રૂપો સાથે मंत શબ્દનો વૈકલ્પિક વ્યવહાર યોજાયો.

જનતાએ (नवकार–मंत) આ શબ્દોનાં નવકારનું પ્રાકૃતરૂપ

---

સવારનું આદ્ય પચ્ચક્ખાણ નવકાર ગણીને પારવાનું હોવાથી 'નવકારસી', નવકાર ગણવાવાળાના જમણને નવકારશી કે નોકારસીથી ઓળખાય છે. આજે 'નવકાર' તથા 'નોકાર' એ નામો સુપ્રચલિત બન્યાં છે.

૨. વર્તમાનના એક વિદ્વાન જૈન મુનિજી 'નવકાર' આ નામનો અર્થ કરતાં એક પુસ્તિકામાં લખે છે કે—नवसु पदेषु काराः क्रियाः यस्मिन् स नवकारः। જેનાં નવપદોમાં નવ ક્રિયાઓ છે, તેને નવકાર કહે છે. આ કારણે મહામંત્રનું બીજું નામ 'નવકાર મંત્ર' છે. આ જાતની વ્યુત્પત્તિ કરી જે અર્થ ઘટાવ્યો છે તે, વળી काराः શબ્દોનો ક્રિયા અર્થ કર્યો છે તે, આ બંને માટે જો કોઈ આધાર ટાંક્યો હોત તો આ અભિનવ અર્થ માટે સંતોષ થાત. મને લાગે છે કે આવી ક્લિષ્ટ અને નિરાધાર કલ્પના કરવા કરતાં નવકાર શબ્દને કોશમાન્ય 'નમસ્કાર' અર્થનો વાચક શા માટે ન માનવો!

બીજી વાત એ પણ છે કે આરાધનાક્રિયા આઠ જ પદની છે, કેમકે સંપદા આઠ જ છે. પછી નવ ક્રિયાઓ કેમ ઘટશે?

આ સિવાય બીજી પણ કેટલીક બાબતો સાથે વિરોધ આવે તેમ છે, એટલે પ્રસ્તુત વિધાન વિચારણીય છે.

એમને એમ અકબંધ રાખ્યું, પણ 'मंत' પ્રાકૃતની જગ્યાએ તેનું ગુજરાતી રૂપાંતર 'मन्त्र' ગોઠવી દ્વિભાષી 'નવકારમંત્ર' આવો શબ્દ ગાજતો કર્યો. આજે પ્રસ્તુત સૂત્રને નમસ્કાર અર્થના વાચક 'નવકાર' શબ્દથી જ સહુ કોઈ જાણે છે, ઓળખાવે છે અને વાણીના વ્યવહારમાં સર્વત્ર એ જ વપરાય છે.

આજે ગૃહસ્થનાં ઘરોમાં પણ 'નવકાર ગણ્યા, નોકાર ગણ્યા, નોકારવાલી ગણી?' આ શબ્દોનો વપરાશ સામાન્ય થઈ પડ્યો છે.

## महासुयक्खंघ-મહાશ્રુતસ્કંધ નામ શા માટે?

મહાનિશીથ નામના આગમસૂત્રમાં આ નવકારસૂત્રને 'पंचमंगल-महासुयक्खंघ' એવા લાક્ષણિક નામથી ઓળખાવ્યું છે. આ એક આગમશાસ્ત્રોક્ત, આદ્ય, મહત્ત્વપૂર્ણ અને સાર્થક નામકરણ છે, એટલે તે સંબંધી પણ કેટલોક વિચાર કરીએ.

સામાન્ય રીતે જિનાગમોને શ્રુત શબ્દથી ઓળખવામાં આવે છે, કારણ કે તેમાં જે જ્ઞાન સંઘરાયેલું છે, તે કર્ણપથ દ્વારા [1]શ્રવણ કરીને સંચિત કરેલું છે.

જે શ્રુત નો સમુદાય તે શ્રુતસ્કંઘ[2] આ રીતે તમામ આગમોને માત્ર सुयक्खंघ = શ્રુતસ્કંધથી ઓળખાવાય છે, જ્યારે આ સાવ નાનકડા સૂત્ર કે મંત્રપાઠને 'महा' વિશેષણ જોડી महासुयक्खंघ = મહાશ્રુતસ્કંધ તરીકે ઓળખાવ્યું છે. તે પરથી શાસ્ત્ર અને સંઘમાં તેનું કેવું અસાધારણ સ્થાન છે, તેનો ખ્યાલ મળી રહેશે.

આ સૂત્રને 'મહાશ્રુતસ્કંધ' કહેવાનુ મુખ્ય કારણ એ છે કે

---

૧. શ્રુતના શાસ્ત્રજ્ઞાન, શબ્દજ્ઞાન, આગમ આદિ વિવિધ અર્થો પણ આગમોમાં તથા કર્મશાસ્ત્રોમાં મળે છે.

૨. સ્કંધ એટલે સમૂહ અથવા ખંડ. શ્રુતસ્કંધનો અર્થ દ્વાદશાંગ પણ કરવામાં આવ્યો છે.

[3]તલમાં તેલ, કમલમાં મકરંદ, દુધમાં ઘી, પુષ્પમાં સુવાસ અને કાષ્ઠમાં અગ્નિ જેમ સર્વાંશોમાં સદાય વ્યાપીને રહેલ છે, તે જ રીતે આ નમસ્કારસૂત્ર અને તેનો ભાવ શાસ્ત્રની આદિમાં તેનું ઉચ્ચારણ કર્યું હોય યા ન કર્યું હોય, તો પણ તેમા સર્વત્ર વ્યાપીને રહેલો છે. અથવા તો ધર્મ, અધર્મ, આકાશ, જીવો અને પુદ્ગલો આ પાંચેય અસ્તિકાયો જેમ સર્વત્ર સર્વદા વ્યાપ્ત છે, એની કોઈ આદિ નથી કે અંત નથી, તે રીતે જ આ પંચમંગલમહાશ્રુતસ્કંધ શાશ્વત છે અને તે સ્પષ્ટ કે અસ્પષ્ટપણે, સીધી રીતે કે આડકતરી રીતે, સર્વત્ર સર્વદા વ્યાપીને રહેલ છે. મહાનિશીથ સૂત્રમાં पंचमंगल, पंचनमो(मु)क्कार જેવા ટૂંકા શબ્દોથી પણ ઓળખાવેલ છે. અન્યત્ર पंचपरमेष्ठि, [4]पंचमगल વગેરે નામોથી પણ નિર્દેશ કરાયો છે.

હવે પ્રસ્તાવનામાં હું આ 'નવકાર'ના પાઠનો મંત્ર શબ્દ જોડીને વ્યવહાર કરીશ.

## નવકારમંત્રનાં પાંચ પદોનો અર્થ, મહિમા અને આરાધનાની ઝાંખી

આ નવકારમંત્રના પ્રારંભના પાંચ પદોમાં, 'तिन्नाणं तारयाणं' આદર્શને વરેલા અઢાર દોષથી રહિત, બાર ગુણોથી શોભતા અરિહંતોને; અષ્ટકર્મથી રહિત, અષ્ટ ગુણોથી ઝળકતા સિદ્ધાત્માઓને;

---

૩ तिलतेलकमलमयरंदव्व सव्वलोए पंचत्थिकायमिव, सयलागमंतरोववत्त। —મહાનિશીથ સૂત્ર.

૪. નવકારને 'महामृत्युजय' તરીકે અદ્વિતીય ગ્રન્થસર્જક શ્રી હરિભદ્રસૂરિજીએ 'યોગબિન્દુ'માં ઓળખાવ્યો છે. અજૈનોમાં 'મહામૃત્યુંજય'ના જાપ કરવાનો ઘણો પ્રચાર છે. જૈનોને જરૂર પડે ત્યારે આ નવકારમંત્રના જ જાપો કરવા. આનાં બીજાં अपराजित વગેરે નામો પણ મળે છે.

શાસનના સ્થંભસમા, છત્રીશ ગુણોથી અલંકૃત આચાર્યોને; પઠન-પાઠનાદિમાં સદા તત્પર, પચીશ ગુણોને વરેલા ઉપાધ્યાયોને, સ્વપરના હિતમાં રત, મુક્તિ માર્ગના સાધક, સત્તાવીશ ગુણોથી દીપતા સાધુ-મુનિવરોને, એમ પાચેય ગુણવાન આત્માઓને નમસ્કાર કરવામાં આવ્યો છે.

આ વિશ્વ ઉપર સર્વદા-સર્વથા[1] નમસ્કાર્ય-નમસ્કાર કરવા યોગ્ય, સત્કાર્ય સન્માન્ય જો કોઈ પણ વ્યક્તિઓ હોય તો ગુણરત્નપૂર્ણ 'शिवमस्तु सर्वजगत' ની વિશ્વકલ્યાણની સર્વોદાત્ત ભાવનાને વરેલા આ પાંચ જ છે. એથી જ પાંચેયને પૃથક્ પૃથક્ નમસ્કાર કરીને સહુનું પ્રાધાન્ય સ્થાપિત કરવાપૂર્વક ગૌરવ કરવામાં આવ્યું છે.

સરલ શબ્દો, સાદા અર્થો, નિરાડમ્બરી રચના, એમાં નથી મંત્ર-બીજો કે તંત્રના ભેદો, એમ છતાંય સર્વદેશ અને સર્વકાલમાં નવકાર-મંત્રનો પ્રભાવ અખંડપણે વિસ્તરતો રહ્યો છે અને વિસ્તરતો રહેશે.

દુનિયાના તમામ મંત્રો, તંત્રો, વિદ્યાઓ કે શક્તિઓ, તે દૈવિક હોય કે માનુષી, પણ આ નવકારમંત્રની હરોળમાં બેસી શકે તેમ નથી. વધારે સ્પષ્ટ કહું તો એ બધાયની સ્થિતિ સાગર આગળ બિંદુ જેવી કે રાજા આગળ ચપરાશી જેવી છે.

આ નવકારમંત્ર પ્રવચનદેવતાથી અધિષ્ઠિત છે અને એથી વિનયોપધાન કરવાપૂર્વક ગ્રહણ કરવો જોઈએ, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. ઉપધાનમાં સહુથી પહેલી આરાધના નવકારમંત્રની જ હોય છે. શુભ મુહૂર્તે, શુભ સ્થળે, જિનબિંબ સમક્ષ કે (ગુરુ સમક્ષ) યથોચિત તપ કરીને વિનય, બહુમાનપૂર્વક, સ્થળશુદ્ધિ જાળવી, નિર્મળ હૃદયથી નતમસ્તક બની, ઉછળતા પ્રવર્ધમાન ભાવે, ગુરુમુખથી આ મંત્રને ગ્રહણ કરવો અને પછી મહાનિશીથના આદેશ મુજબ પૂર્વ,

---

૧. નમસ્કાર્ય શાથી થાય છે? તે બતાવવા-ઘણું લખવું પડે. તે અહીં અસ્થાને છે.

પશ્ચાદ્દ, આનુપૂર્વી, અને તે બંને ક્રમ વર્જીને ત્રીજા વ્યુત્ક્રમ પ્રકારની અનાનુપૂર્વી આમ ત્રણ પ્રકારથી આનો જપ કરવો.

મનને સ્થિર કરવા માટે ગણિતાનુયોગ (ગણિતશાસ્ત્ર) એક સફળ સાધન છે. એટલે શાસ્ત્રકારોએ તેનો આશ્રય લઈને જાપના લાભ ઉપરાંત ચંચળ વિચિત્ર અને દુર્નિગ્રહ મનને નાથવા અનાનુપૂર્વી[1] વગેરેની અમોઘ પ્રક્રિયા બતાવી છે.

## મંત્ર તેનો અર્થ અને પ્રભાવ વગેરે

### મંત્ર એટલે શું?

ચમત્કારિક શક્તિઓમાં મંત્ર અને વિદ્યા એ બે મુખ્ય ગણાય છે. અહીંઆ 'મંત્ર' અંગે વિચાર કરવાનો છે.

વ્યાકરણના દિવાદિગણના જ્ઞાન-બોધ અર્થમાં રહેલા 'मन' ધાતુને 'त्र' પ્રત્યય લગાડી નિષ્પન્ન કરાતા मन्त्र શબ્દની વ્યાખ્યા તથા વ્યુત્પત્તિઓ વિવિધ પ્રકારે થઈ શકે છે. પૂર્વાચાર્યો અને મન્ત્રવિદોએ કરેલાં કેટલાક વિધાનો અને અર્થો જોઈએ.

૧. પુરુષદેવતાથી[2] અધિષ્ઠિત હોય તે.

૨. પાઠસિદ્ધ[3] હોય તે.

૩. દેવથી[4] અધિષ્ઠિત વિશિષ્ટ અક્ષરોની રચનાવિશેષ તે.

---

૧. આ ઉપરાંત, પ્રસ્તાર, ભંગસંખ્યા, નષ્ટ, ઉદ્દિષ્ટ નામની ગણિતની રીતો માટે જૂઓ–પંચપરમિટ્ઠિનમુક્કારમહથુત્ત.

૨. इत्थी विज्जाऽभिहिया पुरिसो मंतुत्ति तव्विसेसोयं । विज्जा ससाहणा वा साहणरहिओ मंतु त्ति—સ્ત્રીદેવતાથી અધિષ્ઠિત તે વિદ્યા અને પુરુષદેવતાથી અધિષ્ઠિત હોય તે મંત્ર. વિદ્યા અનુષ્ઠાન કરવાથી સિદ્ધ થાય, જ્યારે મંત્ર અનુષ્ઠાન વિના સિદ્ધ થાય છે.—નમસ્કારનિર્યુક્તિ.

૩. 'मंतो पुण होइ पढियसिद्धो'।—પંચકલ્પભાષ્ય

૪. मन्त्रो देवताधिष्ठितोऽसावक्षररचनाविशेषः ॥—પંચાશકટીકા

૪. જેનુ[5] મનન કરવાથી ત્રાણ થાય–રક્ષણ થાય તે.

૫. જેમાં[6] ઉત્કૃષ્ટ સ્થાને રહેલી વ્યક્તિઓનો અથવા દેવદેવીઓ આદિનો આદર–સત્કાર કરવામાં આવ્યો હોય તે.

અહીંઆ બધાએ અર્થો ઘટમાન થાય તેમ છે. આમ છતાં સીધો સંબન્ધ પાંચમી વ્યુત્પત્તિ ધરાવે છે.

આ નવકારમંત્રના પાંચ પદોના વર્ણો, શબ્દોનો પ્રભાવ, વળી પરસ્પર વર્ણો–શબ્દોના સંયોજનમાં ગૂઢ રહસ્યમય સંકલના વગેરે એવું છે કે તમે શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક ગણવા માંડો કે તમને તેનો પરચો દેખાવા માંડે. દૂર દૂરની આપત્તિઓ દૂર કરવા માનસિક સંકલ્પ પૂર્વક ગમે તે સ્થળે આંદોલનો પહોંચાડવા હોય તો વિદ્યુતના મોજાંથી પણ વધુ ઝડપથી પહોંચી જાય અને અનિષ્ટો, ભયો, આપત્તિઓ, અમંગલોથી રક્ષણ થાય.

મહાન આસ્માની–સુલતાનીની આફતો એટલે કે રાષ્ટ્રીય સંકટો કે કુદરતી પ્રકોપના પ્રસંગોએ આની વ્યક્તિગત કે સામુદાયિક યથોચિત આરાધના, એતદ્‌વિષયક જ્ઞાતાના માર્ગદર્શન મુજબ થાય તો, એક એવું વાયુમંડળ સર્જાય કે જે સમગ્ર વિશ્વ ઉપર છવાઈ જાય અને માનુષિક, પ્રાકૃતિક કે દૈવિક તમામ અવ્યવસ્થાને વ્યવસ્થિત બનાવી દે. ઇતિહાસનાં પૃષ્ઠો આ વાતની ગવાહી–સાક્ષી પૂરે છે.

નાનકડા નવકાર મંત્રનું કેટલું મૂલ્ય હશે? એની કોઈ કલ્પના આવી શકતી નથી.

## નવકારનું મહત્ત્વ અને મહિમા

શાસ્ત્રકારો, પૂર્વાચાર્યો અને મુનિવરોએ જૈનધર્મના મહાપ્રાણસમા,

---

૫. मननात् त्रायते इति मन्त्र·। (તન્ત્રશાસ્ત્રો)

૬. मन्यन्ते सत्क्रियन्ते परमपदे स्थिता· आत्मानः अनेनेति।

જૈન શાસનના સર્વસ્વરૂપ ગણાતા, અને જૈનાગમોમાં મુગટમણિસમા 'નવકારસૂત્ર-મંત્ર' ઉપર તેને સ્પર્શતા વિવિધ વિષયો અને જુદાં જુદાં અંગો ઉપર પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, હિંદી, ગુજરાતી અને કન્નડ આદિ અન્ય ભાષાઓમાં સારા પ્રમાણમાં કલમ ચલાવી છે. તેમાં પ્રાકૃત-સંસ્કૃત ભાષાની સ્વતંત્ર તેમજ સંદર્ભોવાળી ઉપલબ્ધ ૮૨ થી વધુ કૃતિઓ મુદ્રિત થઈ ચૂકી છે. અપભ્રંશ, હિંદી, ગુજરાતીની કેટલીક કૃતિઓ મુદ્રિત થઈ છે. બાકી હજી ઘણી અપ્રગટ છે.

એ ગ્રન્થોમાં નવકારનો મહામહિમા ગવાયો છે. હવે પૂર્વાચાર્યોના શબ્દો અને ભાવોમાં તેને ટૂંકમાં જોઈએ. પછી તેનાથી થતા ભૌતિક અને આધ્યાત્મિક લાભો તરફ દૃષ્ટિપાત કરીએ.

પાંચપદ-પ્રધાન 'નવકાર' એ સર્વમન્ત્રોનો જન્મદાતા અથવા સર્વ મંત્રોની ખાણ હોવાથી અને અન્ય મંત્રોમાં [1]સર્વોત્તમ હોવાથી તે મંત્ર નહિ પણ महामन्त्र કે परममन्त्र[2] છે. તત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો સર્વતત્ત્વોમાં સર્વ શ્રેષ્ઠ હોવાથી તે महातत्त्व, સર્વ ધ્યેયોના સરવાળારૂપે અન્તિમ ધ્યેયરૂપ હોવાથી परमध्येय[3] અને સર્વમંગલોમાં સર્વોપરિમંગલ હોવાથી परममगल અને રહસ્યમાં परमरहस्य[4], તે ઉપરાંત परमपुण्य, परमफल, परमश्रेय આદિરૂપે બિરદાવવામાં આવ્યો છે. વળી તેને દ્વાદશાંગી અથવા ચૌદપૂર્વના સારરૂપે ગણવામાં આવ્યો છે, એટલું જ નહિ પણ અસાધારણ હકીકત તો એ છે કે આગળ વધીને 'દ્વાદશાંગી'[6] રૂપે જ તેનો સ્વીકાર કરી નવકારને સર્વોપરિસ્થાને

---

૧. मन्त्राणां परमेष्ठिमंत्रमहिमा।

૨ થી ૫. एसो परमो मंनो परमरहस्सो। (ન૦)

मंताणं मन्तो परमो इमुन्ति, धेयाण धेयं परमं इमुत्ति।
तत्ताण तत्तं परम पवित्तं, (શ્રાદ્ધદિનકૃત્ય)

૬. (૧) मुत्तूंपि बारसंगं, त एव समरणं (मरणंमि) कारए जहा।
अरिहंत नमोक्कारो, तम्हा सो बारसंगत्ति। (ન. વ્યા.)

બેસાડયો છે અને પછી 'નવકાર'ની આરાધનામાં સમસ્ત દ્વાદશાંગી શ્રુતની આરાધના થાય છે, એવું જાહેર કર્યું છે. નવકારનું મહત્ત્વ દર્શાવતું આથી વધુ કોઈ વિધાન નથી, અને હોઈ શકે પણ નહિ.

આ મંત્રના પ્રભાવથી ભૌતિક દૃષ્ટિએ શું પ્રાપ્ત ન થાય અને શું પ્રાપ્ત થાય તે, તથા આધ્યાત્મિક દૃષ્ટિએ શું પ્રાપ્ત ન થાય અને શું પ્રાપ્ત થાય, તે અંગે થોડો દૃષ્ટિપાત[૨] કરી લઈએ.

## ભૌતિક દૃષ્ટિએ શું પ્રાપ્ત ન થાય?

પ્રાચીનકાળની આખરી ઉપમાઓ દ્વારા તેને કલ્પવૃક્ષ[૩], કામકુંભ, કામધેનુ, ચિંતામણિરત્ન વગેરેથી નવાજવામાં આવ્યો છે. આથી તમામ કામનાઓનો તે પૂરક છે, એવું સૂચવે છે.

પૃથ્વી આદિ પંચભૂતોને લગતા ઉપદ્રવોમાં–ધરતીકંપ, અકસ્માતો, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, કુદરતી–અકુદરતી આગ, દાવાનલો, પ્રચંડ વાવાઝોડાંઓ વગેરે ઉપદ્રવો કે તેના ભયો પ્રાપ્ત થતાં નથી. સમસ્ત વિઘ્નો–આફતો–અનિષ્ટો નાશ પામે છે. અકાલમૃત્યુ કે અપમૃત્યુના પ્રસંગો બનતા નથી. દૈવિક, માનુષી કે પાશવિક ભયો–ઉપદ્રવો, સર્પાદિકના વિષભયો, તથા ગામ, નગર, જંગલ કે પહાડ, ગુફા કે આકાશ, ગમે ત્યાં નવકારનું યથાર્થ સ્મરણ તેની રક્ષા–ચોકી કરે છે. દુરાચારો, દુર્જનતા ભેટતી નથી. ભૂત, પ્રેત, પિશાચ, નવગ્રહાદિકની પીડાઓ તથા કુટુમ્બી કલેશો થતા નથી. દૌર્ભાગ્ય,

---

૨. નવકારાદિમંત્રોની સાધના અને તેના વિવિધ ફળોની પ્રાપ્તિ, આ બન્ને વચ્ચે વચગાળામા એવી કઈ પ્રક્રિયા (પ્રોસેસ) ભાગ ભજવે છે કે મેગ્નેટશક્તિની જેમ ઉપરોક્ત ફળો ખેંચાઈ આવે છે? આ પ્રશ્નના જવાબ માટે ઘણી જગ્યા રોકાય તેમ હોવાથી જવાબ અધ્યાહાર રાખું છું.

૩. तेल्लुक्ककप्पद्दुम (ન. સ્વા.)

દુઃખ, દારિદ્ર, રોગ, પરાભવ કરતા નથી. અપયશ, અપમાન કે તેજોવધની ઘટના બનતી નથી. લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણાદિ એષણાઓ નાશ પામે છે.

ટૂંકમાં જ કહી દેવું હોય તો એમ કહેવાય કે વિશ્વ ઉપરનાં વિવિધ પ્રકારનાં સઘળાંયે દુઃખો, ભયો અને ઉપદ્રવોથી તેનું રક્ષણ થાય છે.

## ભૌતિક દૃષ્ટિએ શું પ્રાપ્ત થાય?

આ મહામંત્રમાં બાહ્યાભ્યન્તર બંને પ્રકારનાં ફળો આપવાની શક્તિનાં કારણે, આત્માની મુક્તિમંઝિલ તરફની કૂચમાં સહાયક બને એવા અર્થ, કામ અને સુખદ ભોગોની પ્રાપ્તિ, સુખ અને સંપત્તિ, ઋદ્ધિ અને સમૃદ્ધિ, જય અને વિજય, ધી અને શ્રી, પંચેન્દ્રિયની પટુતા, લોકપ્રિયતા, યશ, કીર્તિ, નિર્ભયતા, નિરૂપદ્રવપણું, બુદ્ધિ–વૃદ્ધિ, ષટ્કર્મોમાં સફળતા વગેરેની પ્રાપ્તિ થાય છે; ઇષ્ટસાધક, મનોવાંછિતની પ્રાપ્તિ થાય છે, અનાવશ્યક સંકલ્પ–વિકલ્પો નષ્ટ થાય છે; માનસિક ત્રાસ કે તાણો થાય તેવા પ્રસંગો ઉદ્ભવતા નથી.

અધિકારપદની પ્રાપ્તિમાં આ લોકમાં ન્હાની ઠકુરાઇથી લઇ યાવત્ ચક્રવતીપદની પ્રાપ્તિઓ, પરલોકમાં સ્વર્ગીય સુખોસહ દેવ–દેવેન્દ્રાદિપદ તથા ઉત્તમ કુલની પ્રાપ્તિ થાય છે. ટૂંકમાં કહીએ તો વિશ્વ ઉપરનાં તમામ ભૌતિક લાભો નવકારમંત્રને શરણે જનારના ચરણમાં આળોટતા થાય છે.

## આધ્યાત્મિક દૃષ્ટિએ શું પ્રાપ્ત ન થાય?

અમોઘાલંબનરૂપ મહામંત્રના શરણે જવાથી આત્મા હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહના પાપથી મુક્ત બને છે. ક્રોધ, માન, માયા, લોભ, કષાયો ઉપશમભાવને પામે છે. આત્માને મલિન કરનારા રાગ, દ્વેષ, કલહ, કલંક મૂકવાની ટેવો, ચાડી, ચુગલી, ખુશી, નાખુશી,

પરનિંદા, માયાપૂર્ણ જુઠું, મિથ્યા બુદ્ધિ, આદિ દોષો પ્રાપ્ત થતા નથી. ટૂંકમાં આત્મા તથા મનને રોગિષ્ટ બનાવે એવી આબોહવાથી સાધક બચી જાય છે.

### આધ્યાત્મિક દૃષ્ટિએ શું પ્રાપ્ત થાય છે ?

વિષયોની વાસનાઓ અને કષાયોનો અલ્પવિરામ, અર્ધવિરામ અને યાવત્ પૂર્ણવિરામ થાય છે. માનવ મનને વ્યથિત કરતી અનાવશ્યક ઇચ્છાઓનો હ્રાસ થતો જાય છે. અહિંસક ભાવ, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ ગુણોની પ્રાપ્તિ, અનેકાંતદૃષ્ટિનો વિકાસ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, વીતરાગભાવ, અદ્વેષ, બુદ્ધિ, પ્રેમ, મૈત્રી, પ્રમોદ, કરુણા આદિ ભાવનાઓનો વિકાસ તેમજ પરોપકાર–રસિકતા, ગુણદૃષ્ટિ કેળવાય છે. સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપાદિ ગુણોનું સર્જન અને વિવર્ધન, નિર્મલતા, પવિત્રતા, ઉદાત્ત ભાવ, વિશાળ મન, ઉમદા વિચારો, સાદાઈ, સરલતા, માનસિક આરોગ્ય વગેરેની પ્રાપ્તિ થાય છે, ગુણસ્થાનકના સોપાન ઉપર આરૂઢ થતાં ધર્મ અને શુક્લ ધ્યાનની પ્રાપ્તિ કરી ઉત્તરોત્તર આગળ વધતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી ચૌદમા ગુણસોપાને પહોંચી મુક્તિસુખના અધિકારી બને છે.

ઉપરોક્ત કારણોથી નિત્ય અને નૈમિત્તિક તમામ ક્રિયાઓમાં, વિવિધ અનુષ્ઠાનોમાં, માંગલિક કાર્યોમાં, વ્યાખ્યાન અને વાચનાના પ્રારંભમાં, સામાયિકાદિ ક્રિયાઓમા, પ્રયાણ–પ્રવેશમાં, જીવનની તમામ અવસ્થાઓમાં, સાંસારિક કે ધાર્મિક તમામ પ્રવૃત્તિઓમાં નવકારમંત્રનું સ્મરણ કરવાનો આદેશ અપાયો છે અને એનો અમલ સર્વત્ર ચાલુ છે.

નવકારમંત્ર એ જૈન શ્રીસંઘમાં સમગ્ર આરાધનાનું કેન્દ્ર બની ગયો છે.

### જાતિવાચક પદોનું મહત્ત્વ અને તેથી જ તેનું શાશ્વતિકપણું:

આ મંત્રપાઠમાં જે પાંચનાં નામો લેવામાં આવ્યાં છે, તે કોઈ

વિશિષ્ટ વ્યક્તિઓ નથી, પણ સમષ્ટિ છે, સમુદાય છે. અર્થાત્ કોઈ વ્યક્તિગત અમુક તીર્થંકર, અમુક સિદ્ધ કે અમુક આચાર્યનું નામ નથી. કદાચ રાખ્યું હોત તો તે સર્વદા માન્ય ન રહેત, છેવટે શાશ્વત કાળ ટકત પણ નહિ; ત્યારે આમાં જાતિઓનું ગ્રહણ કરવામાં આવ્યું છે. અર્થાત્ વ્યક્તિવાચક કે ગુણવાચક પદો છે. વ્યક્તિ કે વ્યક્તિવાદ શાશ્વત નથી, પણ જાતિ કે જાતવાદ શાશ્વત છે, તે હમેશાં રહેવાવાળો છે. વ્યક્તિ કરતાં જાતિ મહાન છે. નવકારની ખૂબી એ જ છે કે એમાં વ્યક્તિપૂજા નથી, પણ જાતિપૂજા કે ગુણપૂજા છે.

અર્થાત્ તે તે ક્ષેત્રની તે તે કાલની (ત્રૈકાલિક) તમામ વ્યક્તિઓનો એમાં સમાવેશ છે. આ મંત્રમાં રહેલી સમષ્ટિના નમસ્કારની ગંભીર, વિશાળ અને ઉદાત્ત ભાવના એ સૂચિત કરી જાય છે કે વ્યક્તિપૂજાના લાભો કરતા જાતિપૂજાનો લાભ અનંત છે. જાતિની સંખ્યા અનંત છે, તો તેના લાભનો સરવાળો અનંતગુણ જ આવીને ઊભો રહે, એ સહુ કોઈથી સમજી શકાય તેવી સરલ વાત છે.

જાતિવાચક કે ગુણવાચક આત્માઓનાં નમન, વંદન, પૂજનથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણેય કાળના અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓનુ ગ્રહણ થતુ હોવાથી અનંતાનંત વ્યક્તિઓનાં નમન–વંદનાદિના લાભો મળે છે. દાખલા તરીકે 'नमो अरिहंताण' આટલુ બોલી નમસ્કાર કર્યો. એમ કરવાથી સર્વકાળ (અનંત ભૂત અને અનંત ભવિષ્ય)ના સર્વ ક્ષેત્રના (૧૫ કર્મભૂમિઓના) અરિહંતો, જે મહાન આત્માઓ ભૂતકાળમાં પોતાના આત્માના આંતરદોષો ઉપર વિજય મેળવી, તિરોહિત એના અનંત ગુણોનો આવિર્ભાવ કર્યો, વર્તમાનમાં પ્રસ્તુત અનંત ગુણોનો આવિર્ભાવ કરી રહ્યા છે, અથવા આવિર્ભાવ કરી વિચરી રહ્યા છે, તેમજ

૧. રતનતણી જિમ પેટી, ભાર અલ્પ બહુમૂલ.—પરમેષ્ઠિગીતા

ભવિષ્યમાં જેઓ આવિર્ભાવ કરશે, તે તમામને નમસ્કાર થઈ જાય છે. એ જ પ્રમાણે શેષ ચાર પરમેષ્ઠિઓ માટે ઘટાવી લેવું.

બહુ માનનીય અને વંદનીય શ્રી ભગવતીજીસૂત્રમાં પણ ગોશાલાના પ્રસંગે શ્રમણ ભગવાન મહાવીરે એકની વિરાધનામા અનંતા તીર્થંકરોની વિરાધનાઓ જણાવીને, એકની આરાધનામાં અનંતાની આરાધનાના સ્વીકારને માન્યતા આપી છે. આ છે નવકારમંત્રથી થતા મહાન લાભનું રહસ્ય.

પણ અહીં એક માર્મિક બાબત સમજી લેવી જરૂરી છે કે એકની આરાધનાનું લક્ષ્ય રાખીને અનેક કે અનંતાની આરાધના કરવી એ કરતાં અનેક કે અનંતાનું લક્ષ રાખીને સહુની આરાધના કરવી એ એક અસાધારણ કોટિની નોખી જ બાબત છે.

વ્યક્તિ દ્વારા જાતિનું ગૌરવ કરવુ અને જાતિ દ્વારા વ્યક્તિનું ગૌરવ કરવું, એ બે વચ્ચે મહદ્ અંતર છે.

ગૌરવભર્યા, ઝળકતા જાતિવાચકપદોની રચના એ જ નવકાર–મંત્રને શાશ્વતો ઠરાવવા માટેનુ અનન્ય સાધન છે.

## નવકાર મંત્રમાં દેવ, ગુરુ અને ધર્મનું અસ્તિત્વ

નવકારમંત્રના પાંચ પદોમાં દેવ, ગુરુ અને ધર્મની ત્રિપુટી કેવી રીતે ગોઠવાયેલી છે, તે સમજી લઈએ.

ન્હાકડા નવકારમંત્રની ખૂબીઓ અનેકાનેક છે, પરંતુ મર્યાદા ગુણના નિયમવાળી પ્રસ્તાવનામાં કેટલું લખાય ? એમ છતાંય અહીં યા મહત્ત્વની મુખ્ય મુખ્ય બાબતોની થોડી ઝાખી કરી લઈએ. બાકી તો અન્ય ગ્રંથો તેમજ પ્રસ્તુત પુસ્તક દ્વારા ઘણું જાણવા મળશે જ.

પ્રારંભના બે પદો અરિહંત અને સિદ્ધ એ દેવ સ્થાનીય છે. એમાં યે પ્રથમ પદે રહેલા દેવ સાકાર અથવા સકલસ્વરૂપ છે અને બીજા પદે રહેલા દેવ સાકાર અથવા નિષ્કલસ્વરૂપ છે. આમ બને પ્રકારના સ્વરૂપોની આરાધના બે પદમાં સમાઈ જાય છે.

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ ત્રણેય પદો ગુરુ સ્થાને છે.

પાંચેય ગુણી છે. ગુણી ગુણ વિનાનો કદી હોતો નથી. આ પાંચેય સદ્‌ગુણસંપન્ન મહાત્માઓ છે. અહીં આ ગુણોથી સમ્યગ્ એવા દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપાદિ લેવાનાં છે. આ ગુણો ધર્મ સ્થાને છે.

એટલે નિશ્ચિત થાય છે કે આ મહામંત્રની ઉપાસના કરવી, એ દેવ–ગુરુ–ધર્મની ઉપાસના કરવા બરાબર છે.

## નવકારમંત્ર શબ્દાર્થથી કેવી રીતે શાશ્વતો છે?

નવકારમંત્ર શાશ્વતો છે, એટલે શું?

શાશ્વતાપણું બે રીતે હોય છેઃ દ્રવ્યનું અને ગુણનું. એ જ રીતે શબ્દથી અને અર્થથી હોય છે. અહીં આ શબ્દાર્થ પૂરતો જ વિચાર કરવાનો છે. પ્રસ્તુત નવકાર શબ્દ, અર્થ કે શબ્દાર્થ એ ત્રણેયમાં શાથી શાશ્વતો છે? એનો જવાબ એક જ છે કે તે શબ્દાર્થથી શાશ્વતો છે અર્થાત્ તે શબ્દ અને અર્થ ઉભયથી શાશ્વતો છે.

શબ્દથી શાશ્વતાપણું એને કહેવાય કે જે વર્ણો, જે રીતે હોય તે વર્ણો, તે જ રીતે ત્રણેય કાળમાં વિદ્યમાન રહે. નવકારમંત્રના અક્ષરો માટે એમ જ છે. જેમ કે—'નમો અરિહંતાણં' આમાં નકારોત્તર અકાર, અકારોત્તર મકાર, મકારોત્તર ઓકાર એટલે 'નમો' પદ નિષ્પન્ન થયું. પછી અકારોત્તર રકાર, રકારોત્તર ઇકાર, એમ 'ણં' સુધી વિચારવું. આ જાતની અક્ષરાનુપૂર્વી અનાદિકાલ પહેલાં હતી, આજે છે અને ભવિષ્યમાં અનંતકાળ પછી પણ આજ રીતે રહેશે અને અર્થ તો શાશ્વતો છે જ.

અહીંયા અગત્યની વાત સમજવાની એક જ છે કે અર્થથી શાશ્વત અનેક બાબતો છે. દાખલા તરીકે દ્વાદશાંગશ્રુત (જૈનાગમશાસ્ત્રો) અર્થથી સદાય શાશ્વતું રહેવાનું છે, પણ શબ્દથી નહીં. શબ્દો બદલાયા કરે, જેમ કે—પાણી, જલ, વારિ. અર્થથી જોઈએ તો

સહુનો એક જ અર્થ નીકળવાનો, પણ શબ્દો એક નહીં. તે જુદા જુદા રહેવાના. તે રીતે દ્વાદશાંગીના શબ્દોમાં ફેરફાર થાય.

જ્યારે આ મંત્રમાં જે અક્ષરો છે, તે જ રહેવાના. ગઈ અનંતી ચોવીશી કે વીશીમાં એ જ હતા. અને ભાવિ અનંતી ચોવીશી–વીશી સુધી એ જ રહેશે. એની પુષ્ટમા જાતિસ્મરણનો પ્રસંગ ટૂંકમાં સમજીએ તો પ્રસ્તુત બાબતની વધુ પ્રતીતિ થશે.

[1]જાતિસ્મરણ એટલે ગત જન્મોને વર્તમાન જીવનમાં જ્ઞાન દૃષ્ટિથી (ચર્મચક્ષુથી નહિ) જોવા તે. આ ગત જન્મના જ્ઞાનમાં કાલ કે પદાર્થ વગેરે નિમિત્ત બને છે. પ્રસ્તુત વ્યક્તિના આત્મામાં જે વસ્તુનો સંસ્કાર જોરદાર પડ્યો હોય, તે વસ્તુ જલદી નિમિત્ત બની જાય છે. અને એ વસ્તુ નિમિત્ત બનતાં કેટલાકને તુરત મૂર્છા આવી, થોડીવારમાં તે દૂર થાય છે. આવરણના પડદા ખસવા માંડે ત્યારે આમ બને, જ્યારે કેટલાકને વિના મૂર્છાએ એવું બને. પછી તુરત જ ગત જન્મની બધી ઘટનાઓને તે જ્ઞાનથી જોઈ–જાણી શકે છે.

શાસ્ત્રમાં नमो अरिहताण પદના શ્રવણથી જાતિસ્મરણ થયાના સંખ્યાબંધ દાખલાઓ નોધાયા છે. તે પૈકી જાણીતો દાખલો જોઈએ.

સીલોનની રાજકુમારી સુદર્શના, રાજદરબારમાં પોતાના પિતાની બાજુમાં બેઠી છે. ઝવેરાત વેચવા આવેલા એક જૈન વેપારીને વાત કરતાં છીંક આવી. જૈન પ્રજાના સંસ્કાર મુજબ અમંગલ નષ્ટ કરવા માટે 'नमो अरिहंताणं' પદનો મંગલ ઉચ્ચાર કર્યો. આ પદાક્ષરો સુદર્શનાના કર્ણપટ ઉપર અથડાતાં, સુદર્શના વચમાં 'આ શું બોલ્યો ?'

---

૧. જાતિ એટલે જન્મ.

૨. જયપુરના પ્રો. એચ. બેનરજી—જેઓ પુનર્જન્મના સિદ્ધાન્તની સત્યતા માટે સંશોધન કરી રહ્યા છે, તેઓ જાતિસ્મરણ (ગતજન્મની જ્ઞાનચેતના) વાળી વ્યક્તિઓ વર્તમાન વિશ્વ ઉપર ૫૦૦ થી વધુ હોવાની ખાત્રીપૂર્વકની વાત જણાવે છે.

એનો વિચાર કરવા લાગી. વિચારણામાં તન્મય થતાં જાતિસ્મરણ જ્ઞાનનો પ્રકાશ થઈ રહ્યો હતો, એટલે મૂર્છા આવી ગઈ. પછી ચેતના આવતાં તાજો જ છોડેલો 'સમળી'નો પક્ષી તરીકેનો જન્મ, અન્ત સમયે મુનિરાજે સંભળાવેલો નવકારમંત્ર, એ બધું ચિત્ર આત્મ-પ્રત્યક્ષ થયું. જો કે આ તો તાજી જ બનેલી ઘટના છે, પરંતુ અનેક વરસો પહેલાં સાંભળેલા અને ખૂબ ખૂબ રટણ કરીને ઘૂંટેલા નવકાર-મંત્રના દૃઢ સંસ્કારને કારણે વરસો પછી પણ કાને પડતાં જાતિસ્મરણ થઈ શકે છે. કોઈ પણ ચોવીશી કે વીશીમાં, ધાર્મિક ક્ષેત્રે જાતિસ્મરણ જ્ઞાન થયાનું નોંધાયું છે, ત્યાં नमो अरिहंताण કે नवकारमंत्र ને જ કારણ તરીકે નોંધ્યો છે.

આથી એક વાત નિશ્ચિત છે કે આ મંત્ર અક્ષરાનુપૂર્વીથી દરેક કાળમાં વિદ્યમાન રહે છે. આત્માનું ચૈતન્ય, અગ્નિનું ઉષ્ણત્વ સહભાવિ તરીકે અનાદિ અનંતકાલ સુધી રહેવાવાળું છે, એવી જ રીતે આ મંત્રનો રચનાર કોઈ નથી, એની આદિ કે અંત પણ નથી. આના મંત્રાક્ષરો અનાદિસંસિદ્ધ[1] છે. 'અનાદિ—અનંતકાળ' નામના અભિનવ આયુષ્યવાળા છે.

## ઉત્કટ ધ્યાન અને ભક્તિનો અજોડ પ્રભાવ

માનસશાસ્ત્રનો એક નિયમ છે કે જે વસ્તુનું વારંવાર અવિરત શ્રવણ, મનન, ચિંતન, નિદિધ્યાસન, રટન કે ધ્યાન કરવામાં આવે

---

૧. અનાદિસંસિદ્ધ ઉપર કેટલાક પ્રમાણો જોઈએ.

—ध्यायतोऽनादिसंसिद्धान्, वर्णानेतान् यथाविधि। अनादि मूलमन्त्रोऽयम्।

—एसो अणाइकालो (પં. ન. ફલ.)

—આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાંખે અરિહંત.

—અનંત ચૌવીશી આગે માનિઉ, પંચપરમેષ્ઠિ ધ્યાન.

તો તે વસ્તુની પ્રાપ્તિ થાય છે અને હજુ એમાં આગળ વધીને 'ધ્યાન' જ્યારે તેની પરાકાષ્ઠાએ પહોંચે અને ધ્યાતા તથા ધ્યેય વચ્ચેના-ભેદનો છેદ ઉડી જાય, ત્યારે તે આત્મા જેનું ધ્યાન કરે છે, તે રૂપ બની જાય છે.

તિર્યંચ જીવનો દાખલો જોઈએ.

ભ્રમરીના દરમાં લાવવામાં આવેલી ઇયળ, ભ્રમરીના ગુંજનમાં ભ્રમરીનું ધ્યાન કરતી લયલીન બની જાય છે, તે વખતે એવુ એક કર્મ બાંધે છે કે તે ત્યાં મરીને, ત્યાંને ત્યાંજ ભ્રમરી રૂપે જન્મ લે છે. આ જાતનો ઉલ્લેખ ભારતીય ગ્રંથોમાં મળે છે અને એ ઉપરથી જ '**ઈલિકાભૃંગી**' નામની કહેવતસ્વરૂપ ન્યાયોક્તિનો જન્મ થયો છે.

હવે મનુષ્યનો દાખલો વિચારીએ.

ઉપર માનસવિજ્ઞાનનો જે સિદ્ધાન્ત રજૂ કર્યો, તે મુજબ ધ્યાતા -ધ્યાન કરનારો આત્મા, પોતાના ઈશ્વરપ્રણિધાનરૂપ ધ્યાનને તેની પરમ સીમાએ પહોંચાડે છે, ત્યારે તે 'अप्पा सो परमप्पा'ની પરમોક્તિનો સાક્ષાત્કાર કરે છે અને ધ્યાન પોતે જ ધ્યેય સ્વરૂપ બની જાય તેવા પ્રકારના નામકર્મને બાંધે છે. તે ઉપર મહારાજા શ્રેણિકનો દાખલો નોંધપાત્ર છે.

અઢી હજાર વર્ષ ઉપર થયેલા મગધેશ્વર મહારાજા શ્રેણિકની, તીર્થંકર ભગવાન શ્રી મહાવીર પ્રત્યે અનહદ અને અદ્ભુત ભક્તિ જાગી ગઈ હતી. તેણે પોતાનું સર્વસ્વ ત્રિકરણયોગે ભગવાનના ચરણે સમર્પણ કરી દીધું હતું. હૈયામાથી યૂય વયમ્‌નો અથવા મારા-પરાયાના ભેદનો વિચ્છેદ થઈ ગયો હતો, અર્થાત્ ભેદની દિવાલ દૂર થતાં બન્ને વચ્ચે અભેદભાવ સર્જાઈ ગયો હતો. ભક્તિભાવનાની અખંડ જ્યોત ઝળહળતી પ્રજ્વલિત બની ગઈ હતી. 'વીર, વીર, વીર' આ નામની લગન લાગી ગઈ હતી.

રામભક્ત હનુમાનજી માટે એમ કહેવાય છે કે–રામ પ્રત્યેની તેની ભક્તિની પારખ કરવી હોય તો તેના શરીરના કોઈ પણ ભાગને કાપો, તો ત્યાં તમને राम राम એવા શબ્દો જ વાંચવા મળે, યા તેવા ધ્વનિનો નાદ સાંભળવા મળે! એવું જ બહિરાત્મ દશાવાળા મહારાજા શ્રેણિક માટે હતું. એમના દેહને કોઈ કાપે તો वीर वीर એવા શબ્દોનું દર્શન–શ્રવણ થાય.

## મહારાજા શ્રેણિકનું તીર્થંકર થવું

આવી પરા ભક્તિનું પરિણામ તો જૂઓ, કેવું અદ્‌ભુત, કેવું અજોડ, કેવું સર્વોત્કૃષ્ટ આવ્યું! તીર્થંકર જેવું સર્વોત્તમ નામકર્મ બાંધી દીધું, પોતાનો આત્મા પરમાત્મા બને તેવું ફળ મેળવી લીધું અને તેય બહુ લાંબા ગાળા માટે પણ નહી; એટલે કે આગામી ચોવીશીના જ પહેલા તીર્થંકરરૂપે તેઓ જન્મ ધારણ કરશે.

આમાં તીર્થંકરનામકર્મના બંધ સાથે સમર્પણભાવની ભક્તિનું અદ્‌ભુત રહસ્ય તો એ છે કે ભગવાન મહાવીરના જીવનની અનેરી અન્ય મહત્ત્વની ઘણીખરી ઘટનાઓ પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય પણ તેમણે પ્રાપ્ત કરી લીધું. જેટલું આયુષ્ય ભગવાન મહાવીરનું, તેટલું જ શ્રેણિકનું હશે. કલ્યાણકોના દિવસો, તે વખતની ઉમ્મર, ગણધર તથા ચતુર્વિધસંઘની સખ્યા વગેરે ભગવાન મહાવીર મુજબ હશે. પરમાત્મા થવાનું કર્મ તો સુલસા આદિ અન્ય ભક્તજનોએ પણ બાંધ્યું, પરંતુ તેમાં ઉક્ત વિલક્ષણતા તો નહીં જ.

જેવા મહાવીર એવા જ ભાવીના પહેલા તીર્થંકર. આવો વૈજ્ઞાનિક દાખલો મને નથી લાગતું કે આ વિશ્વ ઉપર અન્ય નોંધાયો હોય! બીજી બાજુ ઈશ્વર કે ભગવદ્‌ભક્તિના મહામહિમાને બુલંદ અવાજે ગાતું આવું જ્વલંત ઉદાહરણ પણ ઇતિહાસના પૃષ્ઠ ઉપર નોંધાયેલું જવલ્લે જ મળે.

કેટલાક અજૈન કવિઓએ ઈશ્વર માટે ઊંચામાં ઊંચી ગણાતી

'પારસમણિ'ની ઉપમા આપી છે, તેનું અનુકરણ કરી જૈન કવિઓએ તે ઉપમાથી પરમાત્માને ઉપમાવ્યા છે. પણ મને લાગે છે કે તીર્થંકર દેવ માટે પ્રસ્તુત ઉપમા ન્યાયપૂર્ણ નથી, અધૂરી છે. અલંકારની ભાષામાં ન્યૂનોપમા છે, કેમકે પારસનો સ્પર્શ લોહ–લોખંડને થતાં લોહના પરમાણુઓનું, પારસની ઉત્કટ અને અદ્‌ભુત ઉષ્ણશક્તિના બળે રૂપાંતર થઈ જાય છે. એમ ભગવાનની ભક્તિના સ્પર્શથી ભક્તના પૂર્વજીવનનું નવતર રૂપાંતર થઈ, સુવર્ણ જેવું મહાન બની જાય છે વગેરે વગેરે.

સાપેક્ષ દૃષ્ટિએ આ ઉપમા વીતરાગ ભગવાન માટે જાણે બરાબર છે. પણ યથાર્થોપમા તો નથી જ, કારણ કે પારસ લોઢાને સુવર્ણ બનાવે તે લાભ બરાબર છે. પણ પારસમણિ કઈ લોઢાને પોતાના જેવો જ પારસ બનાવી શકતો નથી, કારણ કે એ શક્તિ તેનામાં છે જ નહીં.

જ્યારે ભગવાન તીર્થંકરદેવ તો, અન્ય આત્માઓને સુવર્ણ જેવા નિર્મળ માત્ર નહિ, પણ વિધિ અને ભાવની શુદ્ધિ જાળવી ઉત્કટ કોટિના ઉછળતા ભાવે ભક્તિ કરનારને પોતાના સરખો તીર્થંકર બનાવી દે છે. સંખ્યાબંધ આત્માઓને આપસ્વરૂપ બનાવ્યા છે. લોકભાષાની પેલી જાણીતી એક કડી પણ આજ વાતનું સમર્થન કરતાં જણાવે છે કે–" પૂજા કરતાં પ્રાણિયો પોતે પૂજનિક થાય." આ છે પરાર્થવ્યસની તીર્થંકર દેવોની ભક્તિનો અજોડ પ્રભાવ.

આ હકીકત ઉપરથી વાચકોને સમજવાનુ એ છે કે તમો પણ પંચપરમેષ્ઠિરૂપ નવકારને મનસા, વાચા, કર્મણા, સમર્પિત થઈ જાવ તો, તમારા જ આત્માની પાંચ પરમેષ્ઠિરૂપ પાંચ પર્યાયો–અવસ્થાઓ પ્રગટ થતી જશે અને આત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ ભૂંસાતા પોતે જ [1]અરિહંત સ્વરૂપ બની જશે.

---

૧. જુઓ–સિરિ સિરિવાલ કહા અને પ્રવચનસાર, તથા શ્રીપાલ રાસના–અરિહંત પદ ધ્યાતો થકો, વગેરે પ્રમાણો.

ઉપર્યુક્ત મહિમાને જાણીને સહુ કોઈ નિયમિત રીતે ત્રિકાલ ન બને તો દ્વિકાલ કે એક કાલ પણ નવકારનો ઓછામાં ઓછો[1] ૧૦૮ વાર જાપ કરો. વળી સૂતાં, બેસતાં, ઉઠતાં, હાલતાં, ચાલતાં, જાગતાં, છીંક આવે ત્યારે, અન્ન–જલ લેતા પહેલાં, પ્રયાણ કે પ્રવેશ કાલે, [2]કોઈ પણ કાર્યના પ્રારંભમાં શુદ્ધોચ્ચારપૂર્વક નવકારનું સ્મરણ કરો. ધીમે ધીમે તેની ગતિ વધારો, એટલે સંખ્યાબળ વધારો, સાથે સાથે વિધિ અને ભાવની વિશુદ્ધિ વધારતા જાવ, કારણ કે એકલું સંખ્યાબળ પૂરતું નથી. સાથે આત્મશુદ્ધિ પણ વધવી જ જોઈએ. ક્વૉન્ટીટી ( Quantity ) અને ક્વૉલિટિ ( Quality ) બંનેનો સુમેળ સાધો. આથી જાગૃત લક્ષ્યવાળો આત્મા થોડાક જ વરસોમાં એવી સ્થિતિએ પહોંચશે કે સંસારાભિમુખી કોઈ પણ વિચાર, વાણી, વહેવાર કે કાયાની પ્રવૃત્તિ ચાલતી હશે તે વખતે, હૈયામાં નવકાર-સ્મરણની જ્યોત પ્રજ્વલિત રહેશે. ઘડીભર આછી પડશે તો તે વખતે પણ, ક્યારે કામ પતે અને નવકાર શરૂ થઈ જાય, આ જ વિચાર અખંડ જ્યોત જેવો બની ગયો હશે. આથી સંસાર પ્રત્યેની આસક્તિઓ–વાસનાઓ પતલી થતાં તેની બાદબાકીઓ થતી જશે. એ રીતે ઉત્તરોત્તર આગેકદમ કૂચ વધતાં મન સાથે એવો જડબેસલાક સુદૃઢ સંસ્કાર જામી જશે કે શ્વાસોચ્છ્વાસની ક્રિયાની જેમ વિના પ્રયત્ને સ્વાભાવિક રીતે રટાયા કરતા અજપાજાપ જેવી સ્થિતિ નિર્માણ થશે. ત્યારે તો સંસારની તમામ પ્રવૃત્તિના ભાગાકારો થઈ ચૂક્યા હશે!

આવા સંસ્કાર માટે એકાદ પદ જ કામીયાબ નીવડે છે. માટે

---

૧. મહાનિશીથમાં રોજનો અઢીહજાર જાપ કરવાનું જણાવ્યું છે.

૨. ક્લેશ, કંકાસ, ઝઘડા, વાદવિવાદ વખતે ધારણાથી પ્રતિકૂળ ખબરો આવે ત્યારે બંને પક્ષે કષાયનો પારો ઘટાડવા 'નમો અરિહંતાણં' બોલો. જૂઓ કેવી મજા આવે છે! પણ ભલા, પાત્રાપાત્રની વિવેકદૃષ્ટિનો ઉપયોગ રાખીને આ પ્રયોગ કરજો.

नमो अरिहंताण[1] આ મુખ્યપદ પસંદ કરો, તેને સર્વત્ર રટો, અને જુઓ કે શ્રીપાળકુમારની જેમ તે કેવું લસોટાય છે ! પછી ગમે તેવા ભયંકર કે વિકટ સંજોગોમાં, મૃત્યુની આખરી ચેતવણી (અલ્ટીમેટમ) વખતે પણ તમારા મનનો તાર અરિહંત જોડે જ જોડાએલો રહેશે. અને 'ઓ મા !' કે 'ઓ બાપરે !' યાદ ન આવતાં પ્રસ્તુત સાહજિક સંસ્કારના કારણે 'અરિહંત' કે 'નમો અરિહંતાણં'ના ઉદ્ગારો જ સરી પડશે.

## પ્રસ્તુત પ્રકાશન અંગે

પ્રસ્તુત પ્રકાશન અંગે કંઈક કહેવા માગું છું.

મંત્ર કે વિદ્યાઓ એ આ દેશના લોહીમાં પ્રસરેલી બાબત છે. આનું આકર્ષણ માનવસ્વભાવમાં સદાય રહેવાનુ એ. દરેક દેશમાં તેનો આદર થયો છે ને તે ઉપર અનેક મોટા ગ્રન્થો રચાયા છે.

પ્રાચીનકાલમાં ભારતીય વિદ્વાનોના હાથે ચારેક હજાર ગ્રન્થો લખાયા હતા. આજે પણ સેંકડો ગ્રન્થો વિદ્યમાન છે.

ભગવાન મહાવીરના શિષ્યોએ પણ એમની હયાતિમાં विद्याप्रवाद નામનો હજારો મંત્ર, તંત્ર, યંત્ર અને વિદ્યાઓથી ભરપૂર ગ્રન્થ રચ્યો હતો, જે આજે ઉપલબ્ધ નથી. હજારો વરસથી જૈનાચાર્યો પણ મંત્રશાસ્ત્રો રચતાં આવ્યા છે. તેની જોરદાર ઉપાસનાઓ કરીને અનેક સિદ્ધિઓ મેળવી અત્યાવશ્યક પ્રસંગે[2] ચમત્કારો પણ બતાવ્યા હતા અને જનતામા ધાર્મિક શ્રદ્ધાનો વિસ્તાર વધારી નાસ્તિકોને પણ આસ્તિક બનાવ્યા હતા અને શાસનપ્રભાવનામાં મહાન ફાળો આપ્યો હશે.

---

૧. સરલતા ખાતર 'અરિહત' પણ ચાલે.

૨. મંત્રવાદીને જૈનશાસ્ત્રમાં આઠ પ્રભાવકો પૈકીના છઠ્ઠા પ્રભાવક કહ્યા છે. જૂઓ–'છઠ્ઠો વિદ્યા રે મંત્ર તણો બલી.' (યશોવિજયજી)

એટલે મંત્ર અને તેને લગતા સાહિત્યનું સર્જન, સંવર્ધન અને વિવર્ધન કાળે કાળે થતું રહ્યું છે. પૂર્વાચાર્યોએ નવકાર ઉપર સ્વતંત્ર ગ્રન્થો રૂપે, તેમ તે અંગેના ગ્રન્થસંદર્ભોમાં ઘણું લખ્યું છે.

છેલ્લા દશકામાં વિદ્વાન મુનિવરોના શ્રેષ્ઠ પ્રયાસોના કારણે નવકારમંત્ર બાબતમાં સુંદર જાગૃતિ આવી છે. વિવિધ ભાષામાં નવકાર સૂત્ર–મંત્ર ઉપર દોઢેક ડઝન જેટલા ગ્રન્થો છપાઈને બહાર પડ્યા છે. એમાં આજે 'नमस्कारमंत्रसिद्धि' નામના આ ગ્રન્થનો ઉમેરો થાય છે. આના લેખક છે અનેક શક્તિઓથી થનગનતા, સેંકડો પુસ્તકોના યશસ્વી લેખક, શતાવધાની પંડિત **શ્રી ધીરજલાલ ટોકરશી શાહ.** જૈન સમાજમાં ગણ્યાગાંઠ્યા લેખકો પૈકીના તેઓ સન્માન્ય અને સિદ્ધહસ્ત લેખક છે. જૈન–અજૈન વચ્ચે ખૂબ જાણીતા થયેલા લેખકનો વધુ પરિચય આપવો, તે ઉલટું અવિવેકમાં ખપે, એટલે પ્રસ્તુત પુસ્તક અંગે જ કંઈક કહું એ ઉચિત છે.

## ગ્રન્થની નવીનતા અને વિશિષ્ટતાઓ

નવકારમંત્ર ઉપર આ અગાઉ બહાર પડેલાં ત્રણેક પુસ્તકો અને પ્રકાશિત થતાં આ પુસ્તક વચ્ચે વિષય અને વિગતોનું કેટલુંક સામ્ય વાચકોને જોવા મળશે. પરંતુ એટલા માત્રથી ઉતાવળે એમ માની લેવાની જરૂર નથી કે આમાં નવીનતા નથી. લેખકનું વિશાળ વાંચન, રજુઆત કરવાની તેમની વિશિષ્ટતા, વિષયને સરલતા અને સ્પષ્ટતાથી કહેવાની આવડત, ગ્રંથસંકલનની કુનેહ અને એ બધાયને જેબ આપે એવું એમનું ભાષાનું મધુર આકર્ષણ, આ બધાયને લીધે એમાં અનેક નવીનતાઓ જોવા મળશે.

પ્રગટ થએલાં પુસ્તકો કરતાં આમાં સાધનાખંડ વિસ્તારથી વ્યવસ્થિત રીતે રજૂ થયો છે, તેમજ ઉપયોગી મંત્રસંગ્રહ આપી ગ્રન્થની ઉપાદેયતામાં વધારો કરવામાં આવ્યો છે.

વિશેષમાં તેમણે ૬૪ જેટલા ગ્રન્થોનો આ સર્જનમાં આધાર લીધો છે, તે એમના વિશાળ સ્વાધ્યાય તથા ' नामूलं लिख्यते किञ्चित् ' નીતિનું પ્રબળ પ્રમાણ પૂરું પાડે છે.

પુરુષાર્થની મૂર્તિ જેવા લેખકબંધુને સાદર અનુરોધ છે કે, હવે તેઓ જૈન કર્મસાહિત્યને લગતું સાહિત્ય આધુનિકતાના ઢાંચામાં ઢાળીને આપવાના પુરુષાર્થ તરફ વળે અને વિવિધ સાહિત્યોપાસના દ્વારા જીવનને ધન્ય બનાવે !

## ક્ષમાયાચના—

' માથા કરતાં પાઘડી મ્હોટી 'ની જેમ પ્રસ્તાવનાની દીર્ઘતા બાબતમાં દિલગીરી વ્યક્ત કરી, મારાં જીવનનાં અંધારાં ઉલેચાય, અપૂર્ણતામાંથી પૂર્ણતાના ધ્રુવતારક તરફ પ્રગતિ થાય, એ માટે [1]નવપદવાળાં નવકારમંત્રનું અંતિમ સ્મરણ કરી અજાણતાં શાસ્ત્ર અને પરંપરાથી વિરુદ્ધ લખાયું હોય તેની ક્ષમા યાચી, આ પ્રસ્તાવના સમાપ્ત કરું છું.

**नमो अरिहंताणं । नमो सिद्धाणं । नमो आयरियाणं ।**
**नमो उवज्झायाणं । नमो लोए सव्वसाहूणं ।**

**एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो ।**
**मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥**

ગોડીજી જૈન ઉપાશ્રય
પાયધુની, મુંબઈ.
સં.૨૦૨૩ ના અષાડ વદિ ૧૩.

પ. પૂ. આચાર્યશ્રી
વિજયધર્મસૂરીશ્વર
શિષ્ય
મુનિ યશોવિજય

---

૧. દિગમ્બરો તથા શ્વેતાંબરમાંથી જન્મેલા સ્થાનકવાસી તથા તેરાપંથી એ બે સમ્પ્રદાયો, તેઓએ આદ્ય પાંચ પદોને જ માન્યતા આપી છે અને ત્યાં તેટલાની જ આરાધના મુખ્યત્વે ચાલે છે. એમ

છતાં મારા અલ્પ ખ્યાલ મુજબ બાકીનાં ચાર પદોને પાછળથી માન્યતા આપી છે.

નવકારના નવપદોના પાઠમાં શ્વેતામ્બરોમાં વિવિધ વિકલ્પો છે. વળી શ્વેતામ્બરથી દિગમ્બરીય પાઠો વચ્ચે પણ તફાવતો છે. તે આ પ્રમાણેઃ—

શ્વેતામ્બરોમાં પહેલા પદના વિકલ્પો સ્વીકારાયા છે ચલણી નાણાંની જેમ વપરાતા—(૧) अरिहंताणं પાઠ સિવાય (૨) अरहताणं અને (૩) अरुहताण. ઓરિસ્સામાં ભુવનેશ્વર નજીક આવેલી ખંડગિરિની હાથીગુફા ઉપર ઈસ્વી. પૂર્વે ૨૦૦ વરસ ઉપર કલિંગાધિપતિ મહા-મેઘવાહન જૈન રાજા ખારવેલે બનાવેલી ગુફાઓના દરવાજા ઉપર પોતાની આત્મકથા લખી છે. તેના પ્રારંભમાં 'नमो अरहंतान' પાઠને સ્થાન મળ્યું છે. પાંચમા પદમાં लोए પદ સિવાયનો સપ્તાક્ષરી नमो सव्वसाहूणं પાઠ પણ આવે છે. (જૂઓ ભગવતીજીનું મંગલાચરણ) આ એક અતિ વિચારણીય બાબત છે, કારણ કે આથી નવકારની અક્ષરસંખ્યા વગેરે બાબતોમાં ગંભીર પ્રશ્નો ઊભા થાય છે.

—દિગમ્બર પરંપરામાં જુદા પડતા પાઠભેદો નીચે મુજબ છેઃ શ્વે. ના ત્રીજા પદમાંના आयरिं ની જગ્યાએ आइरि, છઠ્ઠા પદમા શ્વેતા-મ્બરોના नमु(मो)क्कारो ની જગ્યાએ णमोयारो અને નવમા પદમાં हवइ ની જગ્યાએ होइ ।

—આ પ્રમાણે દિગમ્બર (૩) णमो आइरियाणं, (૬) एसो पंचणमोयारो અને (૯) पढमं होइ मगल । આ પ્રકારનો છે.

—પદોની આદિમાં ण કે न બંને જાતના વર્ણો માન્ય છે. દિગમ્બરોએ ખાસ કરીને 'ण' વર્ણને પસંદગી આપી છે.

—બૌદ્ધો પણ બુદ્ધ ભગવાનને અનુલક્ષીને नमो अरहत्ताणं, नमो सुद्धाणं આ પદોથી પ્રાર્થના કરે છે.

